૨ આપકે વિચારમેં પૂજ્યપાદકા સમય ક્યા હૈ? તત્ત્વાર્થકા શ્વેતાંબરીય ભાષ્ય આપકી વિચારણાસે સ્વોપજ્ઞ હૈ યા નહી યદિ સ્વોપજ્ઞ નહી હૈ તો ઉસ પક્ષમેં મહત્ત્વકી દલીલેં ક્યા હૈં?

૩ દિગમ્બરીય પરંપરામેં કોઇ 'ઉચ્ચનાગર' નામક શાખા કભી હુઇ હૈ ઔર વાચકવંશ યા વાચકપદધારી કોઇ મુનિગણ પ્રાચીન કાલમેં કભી હુઆ હૈ ઔર હુઆ હૈ તો ઉસકા વર્ણન યા ઉલ્લેખ કિસમેં હૈ?

૪ મુઝે સંદેહ હૈ કિ તત્ત્વાર્થસૂત્ર કે રચયિતા ઉમાસ્વાતિ કુંદકુંદકે શિષ્ય હોં ક્યોં કિ કોઈ ભી પ્રાચીન પ્રમાણ અભી તક મુઝે નહીં મિલા, જો મિલે વે સબ બારહવીં સદીકે બાદકે હૈં. ઇસલિએ ઉક્ત પ્રશ્ન પુછ રહા હૂં જો સરસરી તૌરસે ધ્યાનમેં આવે સો લિખના.

૫ પ્રસિદ્ધ તત્ત્વાર્થશાસ્ત્રકી રચના કુંદકુંદકે શિષ્ય ઉમાસ્વાતિને કી હૈ ઇસ માન્યતા કે લિએ દસવીં સદીસે પ્રાચીન કયા કયા સબુત યા ઉલ્લેખ હૈં ઔર વે કોનસે? કયા દિગંબરીય સાહિત્યમેં દસવીં સદીસે પુરાના કોઈ એસા ઉલ્લેખ હૈ જિસમેં કુંદકુંદકે શિષ્ય ઉમાસ્વાતિકે દ્વારા તત્ત્વાર્થસૂત્રકી રચના કિયે જાનેકા સૂચન હો યા કથન હો.

૬ "**तत्त्वार्थसूत्रकर्तारं गृध्रपिच्छोपलक्षितम्**"। ઇત્યાદિ પદ્ય કહાંકા હૈ ઔર કિતના પુરાના હૈ?

૭ પૂજ્યપાદ, અકલંક, વિદ્યાનંદિ આદિ પ્રાચીન ટીકાકારોનેં કહીં ભી તત્ત્વાર્થસૂત્રકે રચયિતા રૂપસે ઉમાસ્વાતિકા ઉલ્લેખ કિયા હૈ? ઔર નહીં કિયા હૈ તો પીછેસે યહ માન્યતા ક્યોં ચલ પડી!

**પ્રેમીજીના પત્ર**—આપકા તા૦ ૬કા કૃપાપત્ર મિલા. ઉમાસ્વાતિ કુંદકુંદકે વંશજ હૈં, ઇસ બાત પર મુઝે જરા ભી વિશ્વાસ નહીં હૈ. યહ વંશકલ્પના ઉસ સમય કી ગઇ હૈ જબ તત્ત્વાર્થસૂત્ર પર સર્વાર્થ-સિદ્ધિ, શ્લોકવાર્તિક, રાજવાર્તિક આદિ ટીકાયેં બન ચુકી થીં ઔર

દિગંબર સંપ્રદાયને ઇસ ગ્રંથકો પૂર્ણતયા અપના લિયા થા. દસવીં શતાબ્દીકે પહલેકા કોઇ ભી ઉલ્લેખ અભી તક મુઝે ઇસ સંબંધમેં નહીં મિલા. મેરા વિશ્વાસ હૈ કિ દિગંબર સંપ્રદાયમેં જો બડે બડે વિદ્વાન ગ્રંથકર્તા હુએ હૈં, પ્રાય: વે કિસી મઠ યા ગદ્દીકે પટ્ટધર નહીં થે. પરંતુ જિન લોગોંને ગુર્વાવલી યા પટ્ટાવલી બનાઈ હૈં ઉનકે મસ્તકમેં યહ બાત ભરી હુઇ થી કિ જિતને ભી આચાર્ય યા ગ્રંથકર્તા હોતે હૈં વે કિસી ન કિસી ગદ્દીકે અધિકારી હોતે હૈં. ઇસલિએ ઉન્હોંને પૂર્વવર્તી સભી વિદ્વાનોંકી ઇસી ભ્રમાત્મક વિચારકે અનુસાર ખતૌની કર ડાલી હૈ ઔર ઉન્હેં પટ્ટધર બના ડાલા હૈ. યહ તો ઉન્હેં માલૂમ નહીં થા કિ ઉમાસ્વાતિ ઔર કુંદકુંદ કિસ કિસ સમયમેં હુએ હૈં; પરંતુ ચૂંકિ વે બડે આચાર્ય થે ઔર પ્રાચીન થે, ઇસલિએ ઉનકા સંબંધ જોડ દિયા ઔર ગુરુશિષ્ય યા શિષ્યગુરુ બના દિયા. યહ સોચ-નેકા ઉન્હોંને કષ્ટ નહીં ઉઠાયા કિ કુંદકુંદ કર્ણાટક દેશકે કુંડકુંડ ગ્રામકે નિવાસી થે ઔર ઉમાસ્વામી બિહારમેં ભ્રમણ કરનેવાલે. ઉનકે સંબંધકી કલ્પના ભી એક તરહસે અસંભવ હૈ.

શ્રુતાવતાર, આદિપુરાણ, હરિવંશપુરાણ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ આદિ પ્રાચીન ગ્રંથોમેં જો પ્રાચીન આચાર્યપરંપરા દી હુઈ હૈ ઉસમેં ઉમાસ્વાતિકા બિલ્કુલ ઉલ્લેખ નહીં હૈ. શ્રુતાવતારમેં કુંદકુંદકા ઉલ્લેખ હૈ ઔર ઉન્હેં એક બડા ટીકાકાર બતલાયા હૈ પરંતુ ઉનકે આગે યા પીછે ઉમાસ્વામિકા કોઇ ઉલ્લેખ નહીં હૈ. ઇંદ્રનંદિકા શ્રુતાવતાર યદ્યપિ બહુત પુરાના નહીં હૈ ફિર ભી ઐસા જાન પડતા હૈ વહ કિસી પ્રાચીન રચનાકા રૂપાન્તર હૈ ઔર ઇસિ દૃષ્ટિસે ઉસકા કથન પ્રમાણ-કોટિકા હૈ. દર્શનસાર ૯૯૦ સંવતકા બનાયા હુઆ હૈ, ઉસમેં પદ્મનંદિ યા કુંદકુંદકા ઉલ્લેખ હૈ. પરંતુ ઉમાસ્વાતિકા નહીં. જિનસેનકે સમય રાજવાર્તિક ઔર શ્લોકવાર્તિક બન ચુકે થે; પરંતુ ઉન્હોંને ભી બીસોં આચાર્યોં ઔર ગ્રંથકર્તાઓંકી પ્રશંસાકે પ્રસંગમેં ઉમાસ્વાતિકા ઉલ્લેખ

પરંપરાકા નહીં સમઝતે થેં એક બાત ઔર હૈ આદિપુરાણ, હરિ-વંશપુરાણ આદિકે કર્તાઓંને કુંદકુંદકા ભી ઉલ્લેખ નહીં કિયા હૈ યહ એક વિચારણીય બાત હૈ.

મેરી સમઝમેં કુંદકુંદ એક ખાસ આમ્નાય યા સંપ્રદાયકે પ્રવર્તક થે. ઇન્હોંને જૈનધર્મકો વેદાંતકે સાઁચેમેં ઢાલા થા ! જાન પડતા હૈ કિ જિનસેન આદિકે સમય તક ઉનકા મત સર્વમાન્ય નહીં હુઆ ઔર ઇસી લિએ ઉનકે પ્રતિ ઉન્હેં કોઈ આદરભાવ નહીં થા.

" **तत्त्वार्थशास्त्रकर्तारं गृद्धपिच्छोपलक्षितम्** " આદિ શ્લોક માલૂમ નહીં કહાંકા હૈ ઔર કિતના પુરાના હૈ ? તત્ત્વાર્થસૂત્રકી મૂલ પ્રતિયોંમેં યહ પાયા જાતા હૈ. કહીં કહીં કુંદકુંદકો ભી ગૃદ્ધપિચ્છ લિખા હૈ. ગૃદ્ધપિચ્છ નામકે એક ઔર ભી આચાર્યકા ઉલ્લેખ હૈ. જૈનહિતૈષી ભાગ ૧૦ પૃષ્ઠ ૩૬૯ ઔર ભાગ ૧૫ અંક ૬કે કુંદકુંદ-સંબંધી લેખ પઢવા કર દેખ લિજિએગા.

ષટ્પાહુડકી ભુમિકા ભી પઢવા લિજિએગા.

શ્રુતસાગરને આશાધરકે મહાભિષેકકી ટીકા સંવત ૧૫૮૨મેં સમાપ્ત કી હૈ. અત એવ યે વિક્રમકી સોલહવીં શતાબ્દિકે હૈં. તત્ત્વાર્થકી વૃત્તિકે ઔર ષટ્પાહુડકા તથા યશસ્તિલક ટીકાકે કર્તા ભી યહી હૈ. દૂસરે શ્રુતસાગરકે વિષયમેં મુઝે માલૂમ નહીં હૈ.

**બાબુ જુગલકિશોરજીનો પત્ર**–આપકે પ્રશ્નોંકા મૈં સરસરી તૌરસે કુછ ઉત્તર દિયે દેતા હૂઁ.

૧ અભી તક જો દિગંબર પટ્ટાવલિયાઁ ગ્રંથાદિકોંમેં દી હુઈ ગુર્વાવલિયોંસે ભિન્ન ઉપલબ્ધ હુઈ હૈં વે પ્રાયઃ વિક્રમકી ૧૨વીં શતાબ્દીકે બાદકી બની હુઇ જાન પડતી હૈં, ઐસા કહના ઠીક હોગા. ઉનમેં સબસે પુરાની કોનસી હૈ ઔર વહ કબકી બની હુઇ અથવા કિસકી બનાઈ હુઈ હૈ, ઇસ વિષયમેં મૈં ઇસ સમય કુછ નહીં કહ સકતા. અધિકાંશ પટ્ટાવલિયોં પર નિર્માણકે સમયાદિકકા કુછ ઉલ્લેખ

નહીં હૈ ઔર ઐસા ભી અનુભવ હોતા હૈ કિ કિસી કિસીમેં અંતિમ આદિ કુછ ભાગ પીછેસે ભી શામિલ હુઆ હૈ.

કુંદકુંદ તથા ઉમાસ્વાતિકે સમ્બંધવાલે કિતને હી શિલાલેખ તથા પ્રશસ્તિયાઁ હૈં પરંતુ વે સબ ઇસ વક્ત મેરે સામને નહીં હૈ. હાઁ શ્રવણબેલ્ગોલકે જૈન શિલાલેખોંકા સંગ્રહ ઇસ સમય મેરે સામને હૈ. જો માણિકચંદ ગ્રંથમાલાકા ૨૮ વાઁ ગ્રંથ હૈ. ઇસમેં ૪૦, ૪૨, ૪૩, ૪૭, ૫૦, ૧૦૫ ઔર ૧૦૮ નંબરકે ૭ શિલાલેખ દોનોંકે ઉલ્લેખ તથા સંબંધકો લિયે હુએ હૈં. પહલે પાઁચ લેખોંમેં '**तदन्वये**' પદકે દ્વારા ઔર નં૦ ૧૦૮ મેં '**वंशे तदीये**' પદોંકે દ્વારા ઉમાસ્વાતિકો કુંદકુંદકે વંશમેં લિખા હૈ. પ્રકૃત વાક્યોંકા ઉલ્લેખ સ્વામીસમંતભદ્રકે પૃ૦ ૧૫૮ પર ફુટનોટમેં ભી કિયા ગયા હૈ. ઇનમેં સબસે પુરાના શિલાલેખ નં૦ ૪૭ હૈ. જો શક સં૦ ૧૦૩૭ કા લિખા હુઆ હૈ.

૨ પૂજ્યપાદકા સમય વિક્રમકી છઠી શતાબ્દી હૈ. ઇસકો વિશેષ જાનનેકે લિયે સ્વામીસમંતભદ્રકે પૃ૦ ૧૪૧ સે ૧૪૩ તક દેખિયે. તત્ત્વાર્થકે શ્વેતાંબરીય ભાષ્યકો મૈં અભી તક સ્વોપજ્ઞ નહીં સમઝતા હૂ. ઉસ પર કિતના હી સંદેહ હૈ, જિસ સબકા ઉલ્લેખ કરનેકે લિયે મૈં ઇસ સમય તયાર નહીં હૂઁ.

૩ દિગંબરીય પરંપરામેં મુનિયોંકી કોઇ '**उच्चनागर**' શાખા ભી હુઇ હૈ, ઇસકા મુઝે અભી તક કુછ પતા નહીં હૈ ઔર ન વાચકવંશ યા વાચકપદધારી મુનિયોંકા હી કોઇ વિશેષ હાલ માલૂમ હૈ. હાઁ ઇતના સ્મરણ હોતા હૈ કિ કિસી દિ૦ ગ્રંથમેં ઉમાસ્વાતિકે સાથ વાચક શબ્દ ભી લગા હુઆ હૈ.

૪ કુંદકુંદ ઔર ઉમાસ્વાતિકે સંબંધકા ઉલ્લેખ નં૦ ૨ મેં કિયા જા ચૂકા હૈ. મૈં અભીતક ઉમાસ્વાતિકો કુંદકુંદકા નિકટાન્વયી માનતા હૂ—શિષ્ય નહીં. હો સકતા હૈ કિ વે કુંદકુંદકે પ્રશિષ્ય રહે હોં ઔર ઇસકા ઉલ્લેખ મેંને 'સ્વામીસમંતભદ્ર'મેં પૃ૦ ૧૫૮, ૧૫૯

પર ભી કિયા હૈ. ઉક્ત ઇતિહાસમેં 'ઉમાસ્વાતિસમય' ઔર ' કુંદકુંદ-સમય ' નામકે દોનોં લેખોંકો એકવાર પઢ જાના ચાહિયે.

૫ વિક્રમકી ૧૦વીં શતાબ્દીસે પહલેકા કોઇ ઉલ્લેખ મેરે દેખનેમેં ઐસા નહીં આયા જિસમેં ઉમાસ્વાતિકો કુંદકુંદકા શિષ્ય લિખા હો.

૬ " **तत्त्वार्थसूत्रकर्तारं गृद्धपिच्छोपलक्षितम्** " ઇત્યાદિ પદ્ય તત્ત્વાર્થસૂત્રકી બહુત સી પ્રતિયોંકે અંતમેં દેખા જાતા હૈ, પરંતુ વહ કહાઁકા હૈ ઔર કિતના પુરાના હૈ યહ અભી કુછ નહીં કહા જા સકતા.

૭ પૂજ્યપાદ ઔર અકલંક દેવકે વિષયમેં તો મૈં અભી ઠીક નહીં કહ સકતા પરંતુ વિદ્યાનંદિને તો તત્ત્વાર્થસૂત્રકે કર્તારૂપસે ઉમા-સ્વાતિકા ઉલ્લેખ કિયા હૈ—શ્લોકવાર્તિકમેં ઉનકા દ્વિતીય નામ ગૃદ્ધપિચ્છાચાર્ય દિયા હૈ ઔર શાયદ આપ્તપરીક્ષાકી ટીકા આદિમેં ઉમાસ્વાતિ નામકા ભી ઉલ્લેખ હૈ.

ઇસિ તરહ પર યહ આપકે દોનોં પત્રોંકા ઉત્તર હૈ, જો ઇસ સમય બન સકા હૈ. વિશેષ વિચાર ફિર કિસી સમય કિયા જાયગા.

**મારી વિચારણા** નવમા સૈકાના દિગંબરાચાર્ય વિદ્યાનંદિએ આપ્તપરીક્ષા ( શ્લો૦ ૧૧૯ ) ની સ્વોપજ્ઞવૃત્તિમાં " **तत्त्वार्थसूत्रकारैरुमास्वामिप्रभृतिभिः** " એવું કથન કર્યું છે અને તત્ત્વાર્થ-શ્લોકવાર્તિકની સ્વોપજ્ઞવૃત્તિ ( પૃ૦ ૬–પં૦ ૩૧ ) માં એ જ આચાર્યે " **एतेन गृद्धपिच्छाचार्यपर्यन्तमुनिसूत्रेण व्यभिचारिता निरस्ता** " એવું કથન કર્યું છે. આ બન્ને કથનો તત્ત્વાર્થ-શાસ્ત્ર ઉમાસ્વાતિરચિત હોવાનું અને ઉમાસ્વાતિ તથા ગૃદ્ધપિચ્છ આચાર્ય બન્ને અભિન્ન હોવાનું સૂચવે છે એવી પં૦ જુગલકિશોરજીની માન્યતા છે. પરંતુ એ માન્યતા વિચારણીય છે તેથી એ બાબતમાં મારી વિચારણા શી છે તે ટૂંકમાં જણાવી દેવું યોગ્ય થશે.

પહેલા કથનમાં તત્ત્વાર્થસૂત્રકાર એ, ઉમાસ્વામિ વગેરે આચાર્યોનું

વિશેષણ છે, નહિ કે માત્ર ઉમાસ્વામિનું. હવે બાબુજીએ બતાવેલ રીતે અર્થ કરીએ તો ફલિત એમ થાય છે કે ઉમાસ્વામિ વગેરે આચાર્યો તત્ત્વાર્થસૂત્રના કર્તા છે. અહીં તત્ત્વાર્થસૂત્રનો અર્થ જો તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર કરવામાં આવે તો એ ફલિત અર્થ ખોટો ઠરે છે. કારણ કે તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર એકલા ઉમાસ્વામિએ રચેલું મનાયેલું છે નહિ કે ઉમાસ્વામિ વગેરે અનેક આચાર્યોએ. તેથી વિશેષણગત તત્ત્વાર્થસૂત્રપદનો અર્થ માત્ર તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર ન કરતાં જિનકથિત તત્ત્વપ્રતિપાદક બધા જ ગ્રંથો એટલો કરવો જોઈએ. એ અર્થ કરતાં ફલિત એ થાય છે કે જિનકથિત તત્ત્વપ્રતિપાદક ગ્રંથના રચનાર ઉમાસ્વામિ વગેરે આચાર્યો. આ ફલિત અર્થ મુજબ સીધી રીતે એટલું જ કહી શકાય કે વિદ્યાનંદિની દૃષ્ટિમાં ઉમાસ્વામિ પણ જિનકથિત તત્ત્વપ્રતિપાદક કોઈ પણ ગ્રંથના પ્રણેતા છે. એ ગ્રંથ તે ભલે વિદ્યાનંદિની દૃષ્ટિમાં તત્ત્વાર્થાધિગમશાસ્ત્ર જ હોય પણ એમનો એ આશય ઉક્ત કથનમાંથી બીજા આધારો સિવાય સીધી રીતે નીકળતો નથી. એટલે વિદ્યાનંદિના આપ્તપરીક્ષાગત પૂર્વોક્ત પ્રથમ કથન ઉપરથી આપણે એમનો આશય સીધી રીતે એટલો જ કાઢી શકીએ છીએ કે ઉમાસ્વામિએ જૈન તત્ત્વ ઉપર કોઈ ગ્રંથ અવશ્ય રચેલો છે.

પૂર્વોક્ત બીજું કથન તત્ત્વાર્થાધિગમશાસ્ત્રનું પહેલું મોક્ષમાર્ગ-વિષયકસૂત્ર સર્વજ્ઞ વીતરાગપ્રણીત છે એ વસ્તુને સિદ્ધ કરનારી અનુમાનચર્ચામાં આવેલું છે. એ અનુમાનચર્ચામાં મોક્ષમાર્ગ વિષયકસૂત્ર પક્ષ છે, સર્વજ્ઞવીતરાગપ્રણીતત્વ એ સાધ્ય છે અને સૂત્રત્વ એ હેતુ છે. એ હેતુમાં વ્યભિચારદોષનું વારણ કરતાં વિદ્યાનંદિએ **'एतेन'** ઈત્યાદિ કથન કરેલું છે. વ્યભિચારદોષ પક્ષથી જુદા સ્થળમાં સંભવિત બને છે. પક્ષ તો મોક્ષમાર્ગવિષયક પ્રસ્તુત તત્ત્વાર્થસૂત્ર જ છે એટલે વ્યભિચારનું વિષયભૂત મનાયેલું ગૃદ્ધપિચ્છઆચાર્ય સુધીના મુનિઓનું સૂત્ર એ વિદ્યાનંદિની દૃષ્ટિમાં ઉમાસ્વાતિના પક્ષભૂત મોક્ષમાર્ગવિષયક પ્રથમસૂત્રથી ભિન્ન જ હોવું જોઈએ એ વાત ન્યાયવિદ્યાના અભ્યાસીને ભાગ્યે જ

સમજાવવી પડે તેમ છે. વિદ્યાનંદિની દૃષ્ટિમાં પક્ષરૂપ ઉમાસ્વાતિના સૂત્ર કરતાં વ્યભિચારનું વિષયભૂત કલ્પાતું સૂત્ર જુદું જ છે માટે જ તેમણે એ વ્યભિચારદોષનું વારણ કર્યાં બાદ હેતુમાં અસિદ્ધતા દોષ નિવારતાં "**પ્રકૃતસૂત્ર**" એમ કહેલું છે. પ્રકૃત એટલે જેની ચર્ચા પ્રસ્તુત છે તે ઉમાસ્વામિનું મોક્ષમાર્ગવિષયકસૂત્ર. અસિદ્ધતાદોષ નિવારતાં સૂત્રને 'પ્રકૃત' એવું વિશેષણ આપ્યું છે અને વ્યભિચારદોષ નિવારતાં તે વિશેષણ નથી આપ્યું તેમજ પક્ષરૂપસૂત્રની અંદર વ્યભિચાર નથી આવતો એમ પણ નથી કહ્યું. ઊલટું ખુલ્લી રીતે એમ કહ્યું છે કે ગૃદ્ધપિચ્છ આચાર્ય સુધીનાં મુનિઓના સૂત્રોમાં વ્યભિચાર નથી આવતો. આ બધું નિર્વિવાદપણે એ જ સૂચવે છે કે વિદ્યાનંદિ ઉમાસ્વામિથી ગૃદ્ધપિચ્છને જુદા જ સમજે છે, બન્નેને એક નહિ. આ જ મુદ્દાની પુષ્ટિમાં એક દલીલ એ પણ છે કે વિદ્યાનંદિ જો ગૃદ્ધપિચ્છ અને ઉમાસ્વામિને અભિન્ન જ સમજતા હોત તો એક જગોએ ઉમાસ્વામી અને બીજી જગોએ ગૃદ્ધપિચ્છ આચાર્ય એટલું વિશેષણ જ તેમને માટે ન વાપરત બલ્કે ગૃદ્ધપિચ્છ પછી તેઓ ઉમાસ્વામી શબ્દ વાપરત. ઉક્ત બન્ને કથનની મારી વિચારણા જો ખોટી ન હોય તો તે પ્રમાણે ફલિત એમ થાય છે કે વિદ્યાનંદિની દૃષ્ટિમાં ઉમાસ્વામિ તત્ત્વાર્થાધિગમશાસ્ત્રના પ્રણેતા હશે. પણ તેમની દૃષ્ટિમાં ગૃદ્ધપિચ્છ અને ઉમાસ્વામિ એ બન્ને ખાતરીથી જુદા જ હોવા જોઇએ.

ગૃદ્ધપિચ્છ બલાકપિચ્છ મયૂરપિચ્છ વગેરે વિશેષણોની સૃષ્ટિ નગ્નત્વમૂલક વસ્ત્રપાત્રના ત્યાગવાળી દિગંબર ભાવનામાંથી થયેલી છે. જો વિદ્યાનંદિ ઉમાસ્વામિને દિગંબરીય ખાતરીથી સમજતા હોત તો તેમના નામની સાથે પાછળના વખતમાં લગાડાતું ગૃદ્ધપિચ્છ આદિ વિશેષણ તેઓ જરૂર યોજત. તેથી એમ કહેવું પ્રાપ્ત થાય છે કે વિદ્યાનંદિએ ઉમાસ્વામિનો શ્વેતાંબર, દિગંબર કે કોઇ ત્રીજો સંપ્રદાય સૂચવ્યો જ નથી.

**ખાસ સૂચન ૧** પાછળ પૃ૦ ૬ માં પ્રો૦ યાકોબીનો અભિપ્રાય ટાંકવામાં આવ્યો છે તે તેમણે તેમના તત્ત્વાર્થના જર્મન અનુવાદની ભૂમિકામાં દર્શાવ્યો છે. જિજ્ઞાસુ ત્યાંથી જોઈ લે. ૨ આ૦ મલ્લિષેણે

સ્યાદ્વાદમંજરીના શ્લોક ૨૮ ની વ્યાખ્યા (પૃ૦ ૨૨૮) માં નયોની ચર્ચા કરતાં જણાવ્યું છે કે **ભાષ્યતત્ત્વમહોદધિ, ગંધહસ્તિટીકા** અને **ન્યાયાવતાર** એ ત્રણ ગ્રંથો જોવા તેમના આ ઉલ્લેખમાં ભાષ્યતત્ત્વ-મહોદધિની સાથે જે ગંધહસ્તિટીકાનો બીજા ગ્રંથ તરીકે ઉલ્લેખ છે તે ઉપરથી એમ માલૂમ પડે છે કે એ ઉલ્લેખથી તત્ત્વાર્થની મોટી ટીકા જે વિદ્યમાન છે તે જ વિવક્ષિત હોય. ૩ **પરિચયમાં** પાછળ ઉમાસ્વાતિ અને ગંધહસ્તી વિષે જે વિચારો દર્શાવવામાં આવ્યા છે. તેથી વિરુદ્ધ વિચારો હમણાં જ પં૦ હીરાલાલ હંસરાજ દ્વારા અનુવાદિત હિમવંતપટ્ટાવલિમાં જોવામાં આવ્યા છે. પં૦ હીરાલાલના અનુવાદનું પ્રામાણ્ય તપાસવા તેની મૂળ લખેલ પ્રતિ મેળવવા બહુ જ પ્રયત્ન કર્યો. છતાં અત્યાર સુધીમાં તે પ્રતિ મળી શકી નથી. તે પ્રતિ છે કે નહિ અને હોય તો ક્યારની છે એ બધું પાકે પાયે તપાસ્યા સિવાય કેવળ એ અનુવાદ ઉપર આધાર રાખી શકાય તેમ નથી. ૪ પાછળ પૃ૦ ૨૩ અને ૭૫માં દિગંબરો સોળ સ્વર્ગ માને છે એ વાત લખી છે. આ બાબતમાં એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે દિગંબરીય પ્રાચીન ગ્રન્થોમાં બાર કલ્પ હોવાનું કથન છે. એ જ બાર કલ્પો સોળ સ્વર્ગરૂપે વર્ણવાયલા છે. તેથી અસલમાં બારની જ સંખ્યા હતી અને ત્યાર પછી ક્યારેક સોળની સંખ્યા દિગંબરીય ગ્રન્થોમાં આવી છે. આ બાબત જૈનજગત્ વર્ષ ૫ અંક ૨ પૃ૦ ૧૨ માં પ્રસિદ્ધ થયેલ લેખ જોવો. ૫ પાછળ પૃ૦ ૫૧ માં વિદ્યાનંદિને પાત્રકેસરી કહેલ છે, પણ પાત્રકેસરી વિદ્યાનંદિથી જુદા હતા એવો વિચાર હમણાં જ પં૦ જુગલકિશોરજીએ રજુ કર્યો છે. જે તેમના અનેકાંત માસિકના બીજા અંકમાં જોવો જોઈએ. ૬ બન્ને સંપ્રદાયના સૂત્રપાઠોનું અને સૂત્ર તથા અનુવાદગત શબ્દકોશનું એમ બે પરિશિષ્ટો તૈયાર છતાં અત્યારે છાપવાં બંધ રાખ્યાં છે. પ્રેસ અને બીજી ખાસ અગવડોને કારણે એ છપાવવા જતાં આ પુસ્તકની પ્રસિદ્ધિમાં બહુ જ મોડું થવાનો સંભવ છે. માટે હવે તે પરિશિષ્ટો કાંતો બીજી અને કાંતો હિંદી આવૃત્તિમાં પ્રસિદ્ધ થશે.

**સુખલાલ.**

# વિષયાનુક્રમ.

## અધ્યાય ૧.

## અધ્યાય ૨.

## અધ્યાય ૩.

## અધ્યાય ૪

## અધ્યાય ૫.

## અધ્યાય ૬



## અધ્યાય ૭

### અધ્યાય ૮

## અધ્યાય ૯

## અધ્યાય ૧૦

પ્રાણી અનંત છે અને બધાંએ સુખને ચાહે છે. સુખની કલ્પના પણ બધાંની એકસરખી નથી. છતાંયે વિકાસના ઓછાપણા વધતાપણા પ્રમાણે પ્રાણીઓના અને એમના સુખના સંક્ષેપમાં બે વર્ગ કરી શકાય છે. પહેલા વર્ગમાં અલ્પ વિકાસવાળાં પ્રાણીઓનો સમાવેશ થાય છે. તેમના સુખની કલ્પના બાહ્ય સાધનો સુધી પહોંચે છે. બીજા વર્ગમાં અધિક વિકાસવાળાં પ્રાણીઓ આવે છે. તેઓ બાહ્ય અર્થાત્ ભૌતિક સાધનોની સંપત્તિમાં સુખ ન માનતાં ફક્ત આધ્યાત્મિક ગુણોની પ્રાપ્તિમાં જ સુખ માને છે. બન્ને વર્ગે માનેલા સુખમાં તફાવત એ છે કે પહેલું સુખ પરાધીન છે, જ્યારે બીજું સુખ સ્વાધીન છે. પરાધીન સુખને કામ અને સ્વાધીન સુખને મોક્ષ કહે છે. કામ અને મોક્ષ બે જ પુરુષાર્થ છે. તે બે સિવાય બીજી કોઇ પણ વસ્તુ પ્રાણીઓને માટે મુખ્ય સાધ્ય નથી. પુરુષાર્થોમાં અર્થ અને ધર્મને ગણવામાં આવે છે તં મુખ્ય સાધ્યરૂપે નહિ પણ કામ અને મોક્ષના સાધનરૂપે. અર્થ એ કામનું અને ધર્મ એ મોક્ષનું પ્રધાન સાધન છે. પ્રસ્તુત શાસ્ત્રનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય મોક્ષ

છે. તેથી મોક્ષના સાધનભૂત ધર્મના ત્રણ વિભાગ કરી શાસ્ત્રકાર પહેલા સૂત્રમાં તેનો નિર્દેશ કરે છે;

**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।१।**

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણે મળી મોક્ષનું સાધન છે.

આ સૂત્રમાં મોક્ષનાં સાધનોનો માત્ર નામનિર્દેશ છે. જો કે મોક્ષ, એનાં સાધનોનું સ્વરૂપ તથા પ્રકાર આગળ વિસ્તારથી કહેવામાં આવશે. છતાં અહીં સંક્ષેપમાં માત્ર સ્વરૂપ આપી દેવામાં આવે છે.

**મોક્ષનું સ્વરૂપ** બંધનાં કારણોનો અભાવ થવાથી જે આત્મિક વિકાસ પરિપૂર્ણ થાય છે તે મોક્ષ છે અર્થાત્ જ્ઞાન અને વીતરાગ ભાવની પરાકાષ્ઠા એ જ મોક્ષ છે.

**સાધનોનું સ્વરૂપ** જે ગુણ એટલે કે શક્તિના વિકાસથી તત્ત્વની અર્થાત્ સત્યની પ્રતીતિ થાય, જેનાથી હેય–છોડી દેવા યોગ્ય અને ઉપાદેય–સ્વીકારવા યોગ્ય તત્ત્વના યથાર્થ વિવેકની અભિરુચિ થાય તે સમ્યગ્દર્શન.

[1]નય અને [2]પ્રમાણથી થનારું જીવાદિ તત્ત્વોનું યથાર્થ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન છે.

---

૧–૨ જે જ્ઞાન, શબ્દમાં ઊતારી શકાય છે અર્થાત્ જેમાં ઉદ્દેશ્ય અને વિધેય રૂપથી વસ્તુ કહેવાય છે તે જ્ઞાન નય અને જેમાં

સમ્યગ્જ્ઞાનપૂર્વક કાષાયિક ભાવોની એટલે કે રાગ-દ્વેષની અને [1]યોગની નિવૃત્તિ થવાથી જે સ્વરૂપરમણ થાય છે એ જ [2]સમ્યક્ચારિત્ર છે.

**સાધનોનું સાહચર્ય** ઉપર જણાવેલાં ત્રણે સાધનો જ્યારે પરિપૂર્ણરૂપમાં પ્રાપ્ત થાય ત્યારે સંપૂર્ણ મોક્ષનો સંભવ છે, અન્યથા નહિ. એક પણ સાધન જ્યાં સુધી અપૂર્ણ હોય છે ત્યાં સુધી પરિપૂર્ણ મોક્ષ થઇ શકતો નથી. ઉદાહરણ તરીકે–સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પરિપૂર્ણરૂપમાં પ્રાપ્ત થઇ જાય છે છતાં સમ્યક્ચારિત્રની અપૂર્ણતાને લીધે [3]તેરમા ગુણસ્થાનમાં પૂર્ણ મોક્ષ અર્થાત્ અશરીરસિદ્ધિ અથવા

---

ઉદ્દેશ્ય–વિધેયના વિભાગ સિવાય જ એટલે કે અવિભકત વસ્તુનું સંપૂર્ણ અથવા અસંપૂર્ણ યથાર્થ ભાન થાય છે તે જ્ઞાન પ્રમાણ. વિશેષ ખુલાસા માટે જુઓ અધ્યાય ૧ સૂત્ર ૬, ૩૪, ૩૫ તેમજ ન્યાયાવતાર શ્લોક ૨૯, ૩૦ નો ગૂજરાતી અનુવાદ.

૧ યોગ એટલે માનસિક વાચિક તેમજ કાયિક ક્રિયા.

૨ હિંસાદિ દોષોનો ત્યાગ અને અહિંસાદિ મહાવ્રતોનું આચરણ પણ સમ્યક્ચારિત્ર કહેવાય છે. કારણ કે તે દ્વારા રાગદ્વેષની નિવૃત્તિ કરી શકાય છે અને એમની નિવૃત્તિથી દોષોનો ત્યાગ અને મહાવ્રતોનું પાલન સ્વતઃસિદ્ધ થઇ જાય છે.

૩ જો કે તેરમા ગુણસ્થાનમાં વીતરાગભાવરૂપ ચારિત્ર તો પૂર્ણ જ છે છતાં અહીં જે અપૂર્ણતા કહેવામાં આવી છે તે વીતરાગત્વ અને અયોગતા એ બન્નેને પૂર્ણ ચારિત્ર માનીને જ. આવું પૂર્ણ ચારિત્ર ચૌદમા ગુણસ્થાનમાં પ્રાપ્ત થાય છે અને તરત જ અશરીરસિદ્ધિ થાય છે.

વિદેહમુક્તિ થતી નથી અને ચૌદમા ગુણસ્થાનમાં [1]શૈલેશી અવસ્થા રૂપ પરિપૂર્ણ ચારિત્ર પ્રાપ્ત થતાં જ ત્રણે સાધનોની પરિપૂર્ણતાના બળથી પૂર્ણ મોક્ષ શક્ય થાય છે.

**સાહચર્યનિયમ** ઉપરનાં ત્રણે સાધનોમાંથી પહેલાં બે એટલે કે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન અવશ્ય [2]સહચારી હોય છે. જેમ સૂર્યનો તાપ અને પ્રકાશ એક બીજાને છોડીને રહી શકતાં નથી તેમજ સમ્યગ્દર્શન

---

૧ શૈલેશી અવસ્થા એટલે આત્માની એક એવી અવસ્થા કે જેમાં ધ્યાનની પરાકાષ્ઠાના કારણથી મેરુ સરખી નિષ્પ્રકંપતા કે નિશ્ચલતા આવે છે. વધારે ખુલાસા માટે જુઓ હિંદી કર્મગ્રંથ બીજો પૃ. ૩૦.

૨ એક એવો પણ પક્ષ છે જે દર્શન અને જ્ઞાનનું અવશ્યંભાવી સાહચર્ય ન માનતાં વૈકલ્પિક સાહચર્ય માને છે. એ મત પ્રમાણે કોઇક વાર દર્શનકાળમાં જ્ઞાન ન પણ હોય. એનો અર્થ એવો છે કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયાં છતાં દેવ, નારક, તિર્યંચોને અને કેટલાક મનુષ્યોને પણ વિશિષ્ટ શ્રુતજ્ઞાન એટલે કે આચારાદિ અંગોનું જ્ઞાન હોતું નથી. આ મત પ્રમાણે દર્શનના સમયે જ્ઞાન ન હોવાનો અર્થ એ છે કે તે સમયે વિશિષ્ટ શ્રુતજ્ઞાન હોતું નથી. પરંતુ દર્શન અને જ્ઞાનને અવશ્ય સહચારી માનતા પક્ષનો આશય એ છે કે દર્શન પ્રાપ્તિના પહેલાં જે મતિ આદિ અજ્ઞાનરૂપે જીવોમાં હોય છે તે સમ્યગ્દર્શનની ઉત્પત્તિ અથવા મિથ્યાદષ્ટિની નિવૃત્તિથી સમ્યગ્-રૂપમાં પરિણત થઈ જાય છે, અને તે મતિ આદિ જ્ઞાન કહેવાય છે. આ મત પ્રમાણે જે અને જેટલો વિશેષ બોધ સમ્યક્ત્વ પ્રાપ્તિ-કાલમાં હોય તે જ સમ્યગ્જ્ઞાન સમજવું, માત્ર વિશિષ્ટ શ્રુત નહિ.

અને સમ્યગ્જ્ઞાન એક બીજા સિવાય રહેતાં નથી. પરંતુ સમ્યક્ચારિત્રની સાથે એમનું સાહચર્ય અવશ્યંભાવી નથી. કારણ કે સમ્યક્ચારિત્ર સિવાય પણ કેટલાક સમય સુધી સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન જોવામાં આવે છે. આમ હોવા છતાં પણ ઉત્ક્રાંતિના ક્રમ પ્રમાણે સમ્યક્ચારિત્ર માટે એવો નિયમ છે કે જ્યાં તે હોય ત્યાં એની પૂર્વેનાં સમ્યગ્દર્શન આદિ બન્ને સાધન અવશ્ય હોય છે.

પ્ર૦—જો આત્મિક ગુણોનો વિકાસ એ જ મોક્ષ છે અને સમ્યગ્દર્શન આદિ એનાં સાધન પણ આત્માના ખાસ ખાસ ગુણોનો વિકાસ જ છે તો પછી મોક્ષ અને એના સાધનમાં શું તફાવત છે?

ઉ૦—કાંઈ પણ નહિ.

પ્ર૦—જો તફાવત નથી તો મોક્ષ સાધ્ય અને સમ્યગ્દર્શન આદિ રત્નત્રય એનું સાધન એવો સાધ્યસાધનભાવ કેવી રીતે સમજવો? કારણ કે સાધ્યસાધનસંબંધ ભિન્ન વસ્તુઓમાં દેખાય છે.

ઉ૦—સાધક અવસ્થાની અપેક્ષાએ મોક્ષ અને રત્નત્રયનો સાધ્યસાધનભાવ કહ્યો છે સિદ્ધ અવસ્થાની અપેક્ષાએ નહિ. કેમકે સાધકનું સાધ્ય પરિપૂર્ણ રત્નત્રયરૂપ મોક્ષ હોવા છતાં પણ એની પ્રાપ્તિ એને રત્નત્રયના ક્રમિક વિકાસથી જ થાય છે. આ શાસ્ત્ર સાધકને માટે છે, સિદ્ધને માટે નથી, આથી આમાં સાધકને માટે ઉપયોગી એવા સાધ્યસાધનના ભેદનું જ કથન છે.

પ્ર૦—સંસારમાં તો ધન સ્ત્રી આદિ સાધનોથી સુખ-પ્રાપ્તિ પ્રત્યક્ષ દેખાય છે તો પછી એને છોડીને મોક્ષના પરોક્ષ સુખ માટે ઉપદેશ શા માટે કરવામાં આવે છે?

ઉ૦—મોક્ષનો ઉપદેશ એટલા માટે છે કે એમાં સાચું સુખ મળે છે, સંસારમાં સુખ મળે છે પણ સાચું સુખ નહિ, સુખાભાસ મળે છે.

પ્ર૦—મોક્ષમાં સાચું સુખ અને સંસારમાં સુખાભાસ એટલે શું?

ઉ૦—સાંસારિક સુખ, ઇચ્છાઓને તૃપ્ત કરવાથી થાય છે. હવે ઇચ્છાનો એવો સ્વભાવ છે કે એક પૂરી થાય ન થાય એટલામાં તો બીજી સેંકડો ઇચ્છાઓ ઉત્પન્ન થઈ જાય છે, આ બધી ઇચ્છાઓની તૃપ્તિ થવાનો સંભવ નથી; અને ધારો કે હોય તો પણ તેટલામાં એવી બીજી હજારો ઇચ્છાઓ પેદા થઇ જવાની કે જેની તૃપ્તિ થવાનો સંભવ નથી. આથી જ સંસારમાં ઇચ્છાઓની તૃપ્તિથી ઉત્પન્ન થયેલ સુખના પલ્લા કરતાં અતૃપ્ત ઇચ્છાઓથી ઉત્પન્ન થયેલા દુઃખનું પલ્લું ભારે જ રહેવાનું. તેથી સંસારના સુખને સુખાભાસ કહ્યો છે. મોક્ષની સ્થિતિ એવી છે કે એમાં ઇચ્છાઓનો જ અભાવ થઇ જાય છે. અને સ્વાભાવિક સંતોષ પ્રગટ થાય છે. તેથી એમાં સંતોષથી ઉત્પન્ન થતું સુખ એ સુખ જ છે અને એ જ સાચું સુખ છે. ૧

## સમ્યગ્દર્શનનું લક્ષણ—

**तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ।२।**

યથાર્થ રૂપથી પદાર્થોનો નિશ્ચય કરવાની જે રુચિ તે સમ્યગ્દર્શન છે.

## સમ્યગ્દર્શનની ઉત્પત્તિનાં નિમિત્તો—

**तन्निसर्गादधिगमाद्वा ।३।**

તે (સમ્યગ્દર્શન) નિસર્ગથી એટલે કે પરિણામમાત્રથી અથવા અધિગમથી એટલે કે બાહ્ય નિમિત્તથી ઉત્પન્ન થાય છે.

જગતના પદાર્થોને યથાર્થ રૂપથી જાણવાની રુચિ સાંસારિક અને આધ્યાત્મિક બન્ને પ્રકારના અભિલાષોથી થાય છે. ધન, પ્રતિષ્ઠા આદિ કોઇ સાંસારિક વાસનામાટે જે તત્ત્વજિજ્ઞાસા થાય છે તે સમ્યગ્દર્શન નથી. કેમકે એનું પરિણામ મોક્ષપ્રાપ્તિ ન હોવાથી એનાથી સંસાર જ વધે છે. પરન્તુ આધ્યાત્મિક વિકાસનેમાટે જે તત્ત્વનિશ્ચયની રુચિ ફક્ત આત્માની તૃપ્તિમાટે થાય છે તે સમ્યગ્દર્શન છે.

**નિશ્ચય અને વ્યવહાર દૃષ્ટિથી પૃથક્કરણ** આધ્યાત્મિક વિકાસથી ઉત્પન્ન થએલ એક પ્રકારનો આત્માનો પરિણામ તે નિશ્ચયસમ્યક્ત્વ છે. તે જ્ઞેયમાત્રને તાત્ત્વિક

રૂપમાં જાણવાની, હેયને છોડી દેવાની અને ઉપાદેયને ગ્રહણ કરવાની રુચિરૂપ છે.

રુચિના બળથી ઉત્પન્ન થતી ધર્મતત્ત્વનિષ્ઠા એ વ્યવહાર-સમ્યક્ત્વ છે.

**સમ્યક્ત્વના લિંગો** સમ્યગ્દર્શનની પિછાન કરાવે એવાં પાંચ લિંગ માનવામાં આવે છે. જેવાં કે પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય.

૧ તત્ત્વના મિથ્યા પક્ષપાતથી ઉત્પન્ન થતા કદાગ્રહ આદિ દોષોનો ઉપશમ એ જ પ્રશમ છે. ૨ સાંસારિક બંધનોનો ભય એ સંવેગ છે. ૩ વિષયોમાં આસક્તિ ઓછી થવી એ નિર્વેદ છે. ૪ દુઃખી પ્રાણીઓનું દુઃખ દૂર કરવાની ઇચ્છા એ અનુકંપા છે. ૫ આત્મા આદિ પરોક્ષ કિન્તુ યુક્તિપ્રમાણથી સિદ્ધ પદાર્થોનો સ્વીકાર એ આસ્તિક્ય છે.

**હેતુભેદ** સમ્યગ્દર્શનને યોગ્ય આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ થતાં જ સમ્યગ્દર્શન પ્રગટ થાય છે. પણ આમાં કોઈ આત્માને એના આવિર્ભાવ માટે બાહ્ય નિમિત્તની અપેક્ષા રહે છે, જ્યારે કોઇને રહેતી નથી. એ તો પ્રસિદ્ધ છે કે કોઇ વ્યક્તિ, શિક્ષક આદિની મદદથી શિલ્પ આદિ કેટલીક કળાઓ શીખે છે; જ્યારે કેટલાક બીજાની મદદ સિવાય પોતાની જાતે જ શીખી લે છે. આન્તરિક કારણોની સમાનતા હોવા છતાં પણ બાહ્ય નિમિત્તની અપેક્ષા અને અનપેક્ષાને લઇને

પ્રસ્તુત સૂત્રમાં સમ્યગ્દર્શનના નિસર્ગસમ્યગ્દર્શન અને અધિગમસમ્યગ્દર્શન એવા બે ભેદ કર્યા છે. બાહ્ય નિમિત્તો પણ અનેક પ્રકારનાં હોય છે. કોઇ પ્રતિમા આદિ ધાર્મિક વસ્તુઓના માત્ર અવલોકનથી સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે છે, કોઇ ગુરુનો ઉપદેશ સાંભળી, કોઈ શાસ્ત્રો ભણીને અને કોઇ સત્સંગથી.

[1]**ઉત્પત્તિક્રમ** અનાદિકાળના સંસારપ્રવાહમાં તરેહ-તરેહનાં દુઃખોનો અનુભવ કરતાં કરતાં યોગ્ય આત્મામાં કોઇક વાર એવી પરિણામશુદ્ધિ થઇ જાય છે, જે એ આત્માને તે ક્ષણ માટે અપૂર્વ જ છે. એ પરિણામશુદ્ધિને અપૂર્વકરણ કહે છે. અપૂર્વકરણથી તાત્ત્વિક પક્ષપાતની બાધક રાગદ્વેષની તીવ્રતા મટી જાય છે. એવી રાગદ્વેષની તીવ્રતા મટી જતાં આત્મા સત્યને માટે જાગરૂક બની જાય છે. આ આધ્યાત્મિક જાગરણ એ જ સમ્યક્ત્વ છે. ૨-૩

## તાત્ત્વિક અર્થોનો નામનિર્દેશ—

**जीवाजीवास्रवबन्धसंवरनिर्जरामोक्षास्तत्त्वम् ।४।**

જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ [2]તત્ત્વો છે.

---

૧ ઉત્પત્તિક્રમની સ્પષ્ટતા માટે જુઓ હિંદી બીજો કર્મગ્રંથ પૃ. ૭ તથા ચોથા કર્મગ્રંથની પ્રસ્તાવના પૃ. ૧૩.

૨ બૌદ્ધ દર્શનમાં જે દુઃખ, સમુદય, નિરોધ અને માર્ગ એ ચાર આર્ય-સત્યો છે. સાંખ્ય તથા યોગદર્શનમાં જે હેય, હેયહેતુ, હાન અને

ઘણા ગ્રંથોમાં પુણ્ય અને પાપ ઉમેરી નવ તત્ત્વો કહ્યાં છે, પરંતુ અહીં પુણ્ય અને પાપ બન્ને તત્ત્વનો આસ્રવ અથવા બંધ તત્ત્વમાં અંતર્ભાવ કરી ફક્ત સાત જ તત્ત્વો કહ્યાં છે. એ અંતર્ભાવ આ રીતે સમજવો જોઇએ.

પુણ્ય, પાપ બન્ને દ્રવ્ય અને ભાવ રૂપથી બબ્બે પ્રકારનાં છે, શુભ કર્મપુદ્‌ગલ દ્રવ્યપુણ્ય અને અશુભ કર્મપુદ્‌ગલ દ્રવ્યપાપ છે. આથી દ્રવ્યરૂપ પુણ્ય તથા પાપ, બંધ તત્ત્વમાં અંતર્ભૂત થાય છે, કેમકે આત્મસંબદ્ધ કર્મપુદ્‌ગલ અથવા આત્મા અને કર્મપુદ્‌ગલનો સંબંધવિશેષ એ જ દ્રવ્યબંધ તત્ત્વ કહેવાય છે. દ્રવ્યપુણ્યનું કારણ શુભ અધ્યવસાય જે ભાવ-પુણ્ય કહેવાય છે અને દ્રવ્યપાપનું કારણ અશુભ અધ્યવસાય જે ભાવપાપ કહેવાય છે, તે પણ બંધ તત્ત્વમાં અંતર્ભૂત છે, કેમકે બંધનો કારણભૂત કાષાયિક અધ્યવસાય–પરિણામ એ જ ભાવબંધ કહેવાય છે. ભાવબંધ એ જ ભાવઆસ્રવ છે, તેથી પુણ્ય પાપને આસ્રવ પણ કહી શકાય.

પ્ર૦—આસ્રવથી લઈ મોક્ષસુધીનાં પાંચ તત્ત્વો જીવ અજીવની જેમ સ્વતન્ત્ર નથી તેમજ અનાદિ અનન્ત પણ નથી. પણ તે જીવ અથવા અજીવની યથાસંભવ અમુક અમુક અવસ્થારૂપ છે. તો પછી તેમની, જીવ અજીવની સાથે તત્ત્વ તરીકે કેમ ગણત્રી કરી ?

---

હાનોપાય એ ચતુર્વ્યૂહ છે. ન્યાયદર્શનમાં જેને અર્થપદ કહ્યાં છે તેના સ્થાનમાં આસ્રવથી લઇ મોક્ષ સુધીનાં પાંચ તત્ત્વો જૈનદર્શનમાં પ્રસિદ્ધ છે.

ઉ૦—વસ્તુસ્થિતિ એવી જ છે અર્થાત્ અહિંયાં તત્ત્વશબ્દનો અર્થ અનાદિ—અનન્ત અને સ્વતન્ત્ર ભાવ નથી, કિન્તુ મોક્ષ-પ્રાપ્તિમાં ઉપયોગી થાય એવું જ્ઞેય એવો અર્થ છે. આ શાસ્ત્રનો મુખ્ય વિષય મોક્ષ હોવાથી મોક્ષના જિજ્ઞાસુઓ માટે જે વસ્તુઓનું જ્ઞાન અત્યંત આવશ્યક છે એ જ વસ્તુ-ઓને અહિંયાં તત્ત્વ તરીકે ગણાવી છે. મોક્ષ તો મુખ્ય સાધ્ય જ રહ્યું એટલે એને તથા એના કારણને જાણ્યા વિના મોક્ષમાર્ગમાં મુમુક્ષુની પ્રવૃત્તિ જ થઈ શકતી નથી. એ રીતે જો મુમુક્ષુ મોક્ષના વિરોધી તત્ત્વોનું અને એ વિરોધી તત્ત્વોના કારણોનું સ્વરૂપ ન જાણે તોપણ પોતાના માર્ગમાં તે અસ્ખલિત પ્રવૃત્તિ કરી શકે નહિ. અને એ તો મુમુક્ષુને સૌથી પહેલું જ જાણી લેવું પડે છે કે હું જો મોક્ષનો અધિ-કારી છું તો મારામાં જણાતું સામાન્ય સ્વરૂપ કોનામાં છે અને કોનામાં નથી. આ જ્ઞાનની પૂર્તિ માટે સાત તત્ત્વોનું કથન છે. જીવ તત્ત્વના કથનથી મોક્ષના અધિકારીનો નિર્દેશ થાય છે. અજીવ તત્ત્વથી એમ સૂચિત થાય છે કે જગતમાં એક એવું પણ તત્ત્વ છે, જે જડ હોવાથી મોક્ષમાર્ગના ઉપ-દેશનું અધિકારી નથી. બંધ તત્ત્વથી મોક્ષનો વિરોધી ભાવ અને આસ્રવ તત્ત્વથી એ વિરોધી ભાવનું કારણ બતાવ્યું છે. સંવર તત્ત્વથી મોક્ષનું કારણ અને નિર્જરા તત્ત્વથી મોક્ષનો ક્રમ બતાવ્યો છે. ૪

## નિક્ષેપોનો નામનિર્દેશ—

**नामस्थापनाद्रव्यभावतस्तन्न्यासः ।५।**

**નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ રૂપથી એમનો એટલે કે સમ્યગ્દર્શન આદિ અને જીવ આદિનો ન્યાસ એટલે કે વિભાગ થાય છે.**

બધા વ્યવહારનું કે જ્ઞાનની આપલેનું મુખ્ય સાધન ભાષા છે. ભાષા, શબ્દોની બનેલી છે. એક જ શબ્દ, પ્રયોજન અથવા પ્રસંગ પ્રમાણે અનેક અર્થમાં વપરાય છે. દરેક શબ્દના ઓછામાં ઓછા ચાર અર્થ જોવામાં આવે છે. એ જ ચાર અર્થ એ શબ્દના અર્થસામાન્યના ચાર વિભાગ છે. એ વિભાગને જ નિક્ષેપ—ન્યાસ કહે છે. એ જાણવાથી તાત્પર્ય સમજવામાં સરળતા થાય છે. એ માટે પ્રસ્તુત સૂત્રમાં એ ચાર અર્થનિક્ષેપ બતાવ્યા છે. એનાથી એટલું પૃથક્કરણ થઇ જશે કે મોક્ષમાર્ગ રૂપે સમ્યગ્દર્શન આદિ અર્થ, અને તત્ત્વ રૂપે જીવાજીવાદિ અર્થ અમુક પ્રકારના લેવા જોઇએ, બીજા પ્રકારના નહિ. એ ચાર નિક્ષેપ આ પ્રમાણે છે—

૧ જે અર્થ વ્યુત્પત્તિસિદ્ધ નથી પણ ફક્ત માત-પિતા અથવા બીજા લોકોના સંકેતબળથી જાણી શકાય છે. તે અર્થ નામનિક્ષેપ. જેમકે કોઇ એક એવી વ્યક્તિ છે જેનામાં સેવક યોગ્ય કોઈ પણ ગુણ નથી પણ કોઇએ એનું નામ સેવક રાખ્યું છે આ નામસેવક. ૨ જે વસ્તુ

મૂળ વસ્તુની પ્રતિકૃતિ, મૂર્ત્તિ અથવા ચિત્ર હોય અથવા જેમાં મૂળ વસ્તુનો આરોપ કરાયો હોય તે સ્થાપનાનિક્ષેપ. જેમકે કોઇ સેવકનું ચિત્ર, છબી અથવા મૂર્ત્તિ એ સ્થાપના-સેવક. ૩ જે અર્થ ભાવનિક્ષેપનો પૂર્વરૂપ અથવા ઉત્તરરૂપ હોય અર્થાત્ એની પૂર્વ અથવા ઉત્તર અવસ્થા રૂપ હોય તે દ્રવ્યનિક્ષેપ. જેમકે એક એવી વ્યક્તિ હોય કે જે વર્તમા-નમાં સેવાકાર્ય કરતી નથી, પણ જેણે કાંતો ભૂતકાળમાં સેવા કરી છે અથવા આગળ કરનાર છે તે દ્રવ્યસેવક. ૪ જે અર્થમાં શબ્દનું વ્યુત્પત્તિ[1]નિમિત્ત કે પ્રવૃત્તિનિમિત્ત

---

૧ ટુંકમાં નામ બે જાતનાં છે—યૌગિક અને રૂઢ. રસોયો, કલઇગરો વગેરે યૌગિક શબ્દો છે. ગાય, ઘોડો વગેરે રૂઢ શબ્દો છે. રસોઇ કરે તે રસોયો અને કલઇ કરે તે કલઇગરો. અહીં રસોઇ અને કલઇ કરવાની ક્રિયા એ જ રસોયો અને કલઇગરો શબ્દની વ્યુત્પત્તિનું નિમિત્ત છે, અર્થાત્ એ શબ્દો એવી ક્રિયાને લીધે જ સાધિત થયા છે ને તેથી જ એ ક્રિયા એવા શબ્દોની વ્યુત્પત્તિનું નિમિત્ત કહેવાય. સંસ્કૃત શબ્દો લઇને ઘટાવવું હોય તો પાચક, કુંભકાર આદિ શબ્દોમાં અનુ-ક્રમે પાકક્રિયા અને ઘટનિર્માણક્રિયાને વ્યુત્પત્તિનિમિત્ત સમજવું જોઇએ. સારાંશ કે યૌગિક શબ્દોમાં વ્યુત્પત્તિનું નિમિત્ત એ જ તેની પ્રવૃત્તિનું નિમિત્ત છે. પણ રૂઢ શબ્દોમાં એમ નહિ ઘટે, એવા શબ્દો વ્યુત્પત્તિ પ્રમાણે વ્યવહારમાં નથી આવતા પરંતુ રૂઢિ પ્રમાણે તેનો અર્થ થાય છે. ગાય (**गो**) ઘોડો (**अश्व**) આદિ શબ્દોની વ્યુત્પત્તિ ખાસ થતી નથી અને કોઇ કરે તો પણ તેનો વ્યવહાર તો છેવટે વ્યુત્પત્તિ પ્રમાણે નહિ કિંતુ રૂઢિ પ્રમાણે જ દેખાય છે. અમુક અમુક પ્રકારની આકૃતિ, જાતિ એ જ ગાય, ઘોડો આદિ રૂઢ શબ્દોના વ્યવહારનું નિમિત્ત છે.

બરાબર ઘટતું હોય તે ભાવનિક્ષેપ. જેમકે એક એવી વ્યક્તિ છે કે જે સેવક યોગ્ય કાર્ય કરે છે તે ભાવસેવક કહેવાય.

સમ્યગ્દર્શન આદિ મોક્ષમાર્ગના અને જીવ અજીવ આદિ તત્ત્વોના પણ ચાર ચાર નિક્ષેપ–અર્થવિભાગ સંભવે છે. પરન્તુ ચાલુ પ્રકરણમાં એ ભાવરૂપે સમજવાના છે. ૫

## તત્ત્વોને જાણવાના ઉપાયો—

## प्रमाणनयैरधिगमः ।६।

પ્રમાણો અને નયોથી જ્ઞાન થાય છે.

**નય અને પ્રમાણમાં તફાવત** નય અને પ્રમાણ બન્ને જ્ઞાન જ છે. પરંતુ એમાં તફાવત એ છે કે નય વસ્તુના એક અંશનો બોધ કરે છે અને પ્રમાણ અનેક અંશોનો; અર્થાત્ વસ્તુમાં અનેક ધર્મ હોય છે, એમાંથી જ્યારે કોઇ એક ધર્મદ્વારા વસ્તુનો નિશ્ચય કરવામાં આવે ત્યારે તે નય કહેવાય છે. જેમકે નિત્યત્વ ધર્મદ્વારા આત્મા અથવા પ્રદીપ આદિ વસ્તુ નિત્ય છે એવો નિશ્ચય, અને જ્યારે અનેક ધર્મ દ્વારા વસ્તુનો અનેક રૂપથી નિશ્ચય કરવામાં આવે ત્યારે તે પ્રમાણ કહે-

---

તેથી તે તે આકૃતિ કે જાતિ એવા શબ્દોનું વ્યુત્પત્તિનિમિત્ત નહિ પણ પ્રવૃત્તિનિમિત્ત કહેવાય છે.

યૌગિક શબ્દ (વિશેષણરૂપ)હોય ત્યાં વ્યુત્પત્તિનિમિત્તવાળો અર્થ ભાવનિક્ષેપ અને રૂઢ શબ્દ (જાતિનામ) હોય ત્યાં પ્રવૃત્તિનિમિત્ત-વાળો અર્થ ભાવનિક્ષેપ જાણવો.

વાય. જેમકે—નિત્યત્વ, અનિત્યત્વ આદિ ધર્મો દ્વારા આત્મા અથવા પ્રદીપ આદિ વસ્તુઓ નિત્યાનિત્ય આદિ અનેક રૂપ છે એવો નિશ્ચય. અથવા બીજા શબ્દોમાં કહીએ તો નય એ પ્રમાણનો માત્ર એક અંશ છે અને પ્રમાણ એ અનેક નયોનો સમૂહ છે. કેમકે નય, વસ્તુને એક દૃષ્ટિએ ગ્રહણ કરે છે અને પ્રમાણ એને અનેક દૃષ્ટિઓથી ગ્રહણ કરે છે. ૬

**તત્ત્વોના વિસ્તૃત જ્ઞાનને માટે કેટલાંક [1]વિચારણા-દ્વારોનું કથન—**

**निर्देशस्वामित्वसाधनाधिकरणस्थितिविधानतः । ७ ।**

**सत्संख्याक्षेत्रस्पर्शनकालान्तरभावाल्पबहुत्वैश्च । ८ ।**

નિર્દેશ, સ્વામિત્વ, સાધન, અધિકરણ, સ્થિતિ અને વિધાનથી તથા

સત્, સંખ્યા, ક્ષેત્ર, સ્પર્શન, કાળ, અન્તર, ભાવ અને અલ્પબહુત્વથી સમ્યગ્દર્શનાદિ વિષયોનું જ્ઞાન થાય છે.

નાનો કે મોટો કોઈ પણ જિજ્ઞાસુ જ્યારે તે

---

[1] કોઈ પણ વસ્તુમાં પ્રવેશ કરવો એટલે તેની માહિતી મેળવવી અગર વિચારણા કરવી. એમ કરવાનું મુખ્ય સાધન તે વસ્તુ વિષે વિવિધ પ્રશ્નો કરવા એ છે. પ્રશ્નનો ખુલાસો મળે તે પ્રમાણમાં પ્રવેશ કર્યો ગણાય. તેથી પ્રશ્નો એ જ વસ્તુમાં પ્રવેશ કરવાનાં અર્થાત્ વિચારણા મારફત તેમાં ઊંડા ઊતરવાનાં દ્વારો છે. તેથી વિચારણા-દ્વાર એટલે પ્રશ્નો એમ સમજવું અને શાસ્ત્રોમાં તેને અનુયોગદ્વાર કહ્યાં છે. અનુયોગ—વ્યાખ્યા કે વિવરણ, તેનાં દ્વારો એટલે તે તે પ્રશ્નો.

પહેલ વહેલો કોઇ વિમાન કે બીજી એવી નવી વસ્તુ જુએ છે અને એનું નામ સાંભળે છે ત્યારે એની જિજ્ઞાસા-વૃત્તિ જાગી ઊઠે છે. અને એથી તે પૂર્વે નહિ જોયેલી અથવા નહિ સાંભળેલી વસ્તુના સંબંધમાં અનેક પ્રશ્ન કરવા લાગી જાય છે.

તે એ વસ્તુનો આકાર, રૂપ, રંગ, એનો માલિક, એને બનાવવાના ઉપાય, એને રાખવાની જગ્યા, એના ટકાઉપણાની મર્યાદા અને એના પ્રકાર આદિના સંબંધમાં વિવિધ પ્રશ્નો કરે છે. અને એ પ્રશ્નોનો ઉત્તર પ્રાપ્ત કરી પોતાની જ્ઞાનવૃદ્ધિ કરે છે. આ રીતે જ અંતર્દષ્ટિવાળી વ્યક્તિ પણ મોક્ષ માર્ગ વિષે સાંભળીને અથવા હેય, ઉપાદેય એવાં આધ્યાત્મિક તત્ત્વ વિષે સાંભળીને એના સંબંધમાં વિવિધ પ્રશ્નો દ્વારા પોતાનું જ્ઞાન વધારે છે. આ જ આશય ચાલુ બે સૂત્રોમાં પ્રગટ કર્યો છે. ઉદાહરણ તરીકે નિર્દેશ આદિ સૂત્રોક્ત ચોદ પ્રશ્નોને લઇને સમ્યગ્દર્શન વિષે સંક્ષેપમાં નીચે પ્રમાણે વિચાર કરવામાં આવે છે.

૧ નિર્દેશ—સ્વરૂપ. તત્ત્વ તરફ રુચિ એ સમ્યગ્દર્શનનું સ્વરૂપ છે. ૨ સ્વામિત્વ—અધિકારિત્વ. સમ્યગ્દર્શનનો અધિકારી જીવ જ છે, અજીવ નહિ; કેમકે તે જીવનો જ ગુણ અથવા પર્યાય છે. ૩ સાધન—કારણ. દર્શનમોહનીય કર્મનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષય એ ત્રણે સમ્યગ્દર્શનનાં અંતરંગ કારણ છે. એનાં બહિરંગ કારણો અનેક છે; જેવાં કે—શાસ્ત્રજ્ઞાન, જાતિસ્મરણ,

પ્રતિમાદર્શન, સત્સંગ ઇત્યાદિ. ૪ અધિકરણ–આધાર. સમ્યગ્દર્શનનો આધાર જીવ જ છે, કેમકે એ એનો પરિણામ હોવાથી એમાં જ રહે છે. સમ્યગ્દર્શન ગુણ છે, તેથી એનો સ્વામી અને અધિકરણ જુદા જુદા નથી. તોપણ જ્યાં જીવ આદિ દ્રવ્યના સ્વામી અને અધિકરણનો વિચાર કરવાનો હોય ત્યાં એ બન્નેમાં જુદાઇ પણ જોવામાં આવે છે. જેમકે–વ્યવહારદૃષ્ટિથી જોતાં એક જીવનો સ્વામી કોઇ બીજો જીવ હોય પણ એનું અધિકરણ તો કોઇ સ્થાન અથવા શરીર જ કહેવાય. ૫ સ્થિતિ–કાળમર્યાદા. સમ્યગ્દર્શનની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ સ્થિતિ સાદિ અનન્ત છે, ત્રણે પ્રકારનાં સમ્યક્ત્વો અમુક સમયમાં ઉત્પન્ન થાય છે એથી એ સાદિ એટલે કે પૂર્વ અવધિવાળાં છે. પરંતુ ઉત્પન્ન થયેલું પણ ઔપશમિક અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ કાયમ રહેતું નથી તેથી એ બન્ને તો સાન્ત એટલે કે ઉત્તર અવધિવાળાં પણ હોય છે; પરંતુ ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન થયા પછી નષ્ટ જ થતું નથી તેથી તે અનંત છે. આ અપેક્ષાએ સામાન્ય રીતે સમ્યગ્દર્શનને સાદિ સાન્ત અને સાદિ અનન્ત સમજવું જોઇએ. ૬ વિધાન–પ્રકાર. સમ્યક્ત્વના ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એવા ત્રણ પ્રકાર છે. ૭ સત્–સત્તા. જો કે સમ્યક્ત્વ ગુણ સત્તારૂપથી બધા જીવોમાં હયાત છે તો પણ એનો આવિર્ભાવ ફક્ત ભવ્ય જીવોમાં જ થઈ શકે છે, અભવ્યોમાં નહિ. ૮ સંખ્યા–સમ્યક્ત્વની સંખ્યાનો આધાર એને પ્રાપ્ત

કરનારાઓની સંખ્યા ઉપર છે. આજ સુધીમાં અનંત જીવોને સમ્યક્ત્વનો લાભ થયો છે અને આગળ પણ અનંત જીવો એને પ્રાપ્ત કરશે. આ દૃષ્ટિથી સમ્યગ્દર્શન, સંખ્યામાં અનંત છે. ૯ ક્ષેત્ર—લોકાકાશ. સમ્યગ્દર્શનનું ક્ષેત્ર સંપૂર્ણ લોકાકાશ નથી કિન્તુ એનો અસંખ્યાતમો ભાગ છે. સમ્યગ્દર્શનવાળા એક જીવને લઇ અથવા અનંત જીવને લઇ વિચાર કરીએ તો પણ સામાન્યરૂપથી સમ્યગ્દર્શનનું ક્ષેત્ર લોકનો અસંખ્યાતમો ભાગ જ સમજવો જોઇએ. કેમકે બધાએ સમ્યગ્દર્શનવાળા જીવોનું નિવાસક્ષેત્ર પણ લોકનો અસંખ્યાતમો ભાગ જ છે. હા, એટલો તફાવત અવશ્ય હોવાનો કે એક સમ્યક્ત્વી જીવના ક્ષેત્ર કરતાં અનંત જીવોનું ક્ષેત્ર પ્રમાણમાં મોટું હશે. કેમકે લોકનો અસંખ્યાતમો ભાગ પણ તરતમભાવથી અસંખ્યાત પ્રકારનો છે. ૧૦ સ્પર્શન— નિવાસસ્થાનરૂપ આકાશના ચારે બાજુના પ્રદેશોને અડકવું એ જ સ્પર્શન છે. ક્ષેત્રમાં ફક્ત આધારભૂત આકાશ જ લેવાય છે, અને સ્પર્શનમાં આધાર ક્ષેત્રના ચારે બાજુના આકાશપ્રદેશ; જેને અડકીને આધેય રહેલું હોય તે પણ લેવાય છે. આ જ ક્ષેત્ર અને સ્પર્શનનો તફાવત છે. સમ્યગ્દર્શનનું સ્પર્શનસ્થાન પણ લોકનો અસંખ્યાતમો ભાગ જ સમજવો જોઇએ. પરન્તુ આ ભાગ એના ક્ષેત્ર કરતાં કાંઇક મોટો હોવાનો, કેમકે એમાં ક્ષેત્રભૂત આકાશના પર્યંતવર્તી પ્રદેશો પણ આવી જાય છે. ૧૧ કાળ—સમય. એક જીવની અપેક્ષાએ સમ્યગ્દર્શનનો કાળ વિચારીએ તો તે સાદિ સાન્ત

અથવા સાદિ અનંત થાય., પણ બધા જીવોની અપેક્ષાએ તે અનાદિ અનંત સમજવો જોઇએ. કેમકે ભૂતકાળનો એવો કોઇ પણ ભાગ નથી કે જેમાં સમ્યક્ત્વી બિલકુલ ન હોય. ભવિષ્યકાળના વિષયમાં પણ એ જ બાબત છે. તાત્પર્ય કે અનાદિ કાળથી સમ્યગ્દર્શનના આવિર્ભાવનો ક્રમ ચાલુ છે જે અનંતકાળ સુધી ચાલતો જ રહેશે. ૧૨ અંતર–વિરહકાળ. એક જીવને લઇને સમ્યગ્દર્શનના વિરહકાળનો વિચાર કરીએ તો તે જઘન્ય [1]અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ [2]અપાર્દ્ધપુદ્ગલપરાવર્ત પ્રમાણ સમજવો જોઇએ. કેમકે એક વાર સમ્યક્ત્વ ચ્યુત થઈ ગયા પછી ફરીથી તે જલદીમાં જલદી અંતર્મુહૂર્તમાં પ્રાપ્ત કરી શકાય છે અને એમ ન થાય તો છેવટે અપાર્દ્ધપુદ્ગલપરાવર્ત પછી અવશ્ય પ્રાપ્ત થાય છે. પરંતુ વિવિધ જીવોની અપેક્ષાએ તો વિરહકાળ

---

૧ નવ સમયથી માંડી બે ઘડી–૪૮ મિનિટ–માં એક સમય ઓછો હોય ત્યાં સુધીના વખતને અંતર્મુહૂર્ત કહે છે. નવ સમય એ જઘન્ય અંતર્મુહૂર્ત અને એક સમય ઓછી બે ઘડી એ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. વચલા બધા સમયો મધ્યમ અંતર્મુહૂર્ત.

૨ જીવ પુદ્ગલોને ગ્રહણ કરી શરીર, ભાષા, મન અને શ્વાસોચ્છ્વાસ રૂપે પરિણમાવે છે. જ્યારે કોઇ એક જીવ જગતમાંનાં સમગ્ર પુદ્ગલ પરમાણુઓને આહારક શરીર સિવાય બીજાં શરીરોરૂપે તથા ભાષા, મન અને શ્વાસોચ્છ્વાસ રૂપે પરિણમાવી પરિણમાવી મૂકી દે અને એમાં જેટલો કાળ લાગે તે પુદ્ગલપરાવર્ત; એમાં થોડો કાળ ઓછો હોય તે અપાર્ધપુદ્ગલપરાવર્ત કહેવાય છે.

બિલકુલ હોતો નથી. કેમકે વિવિધ જીવોમાં તો કોઇને અને કોઇને સમ્યગ્દર્શન પ્રાપ્ત થતું જ રહે છે. ૧૩ ભાવ-અવસ્થા-વિશેષ. સમ્યક્ત્વ ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ત્રણ અવસ્થાવાળું હોય છે. એ ભાવ, સમ્યક્ત્વના આવરણભૂત દર્શનમોહનીય કર્મના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયથી ઉત્પન્ન થાય છે; એ ભાવવડે સમ્યક્ત્વની શુદ્ધિનું તારતમ્ય જાણી શકાય છે. ઔપશમિકની કરતાં ક્ષાયોપશમિક અને ક્ષાયોપશમિકની કરતાં ક્ષાયિકભાવવાળું સમ્યક્ત્વ ઉત્તરોત્તર વિશુદ્ધ અને [1]વિશુદ્ધતર હોય છે. ઉપરના ત્રણ ભાવો ઉપરાંત બીજા બે ભાવો પણ છે—ઔદયિક અને પારિણામિક. આ ભાવોમાં સમ્યક્ત્વ હોતું નથી, અર્થાત્ દર્શનમોહનીયની ઉદયાવસ્થામાં સમ્યક્ત્વનો આવિર્ભાવ થઇ શકતો નથી. એવી જ રીતે સમ્યક્ત્વ અનાદિકાળથી જીવત્વની પેઠે અનાવૃત અવસ્થામાં પ્રાપ્ત થતું ન હોવાથી પારિણામિક એટલે કે સ્વાભાવિક પણ નથી. ૧૪ અલ્પબહુત્વ-ઓછાવત્તાપણું. પૂર્વોક્ત ત્રણ પ્રકારના સમ્યક્ત્વમાં ઔપશમિક સમ્યક્ત્વ સૌથી

---

૧ અહીં ક્ષાયોપશમિકને ઔપશમિક કરતાં શુદ્ધ કહ્યું છે તે પરિણામની અપેક્ષાએ નહિ પણ સ્થિતિની અપેક્ષાએ. પરિણામની અપેક્ષાએ તો ઔપશમિક જ વધારે શુદ્ધ છે; કારણ કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ વખતે મિથ્યાત્વનો પ્રદેશોદય હોય છે જ્યારે ઔપશમિક સમ્યક્ત્વ વખતે તો કોઈ પણ જાતનો મિથ્યાત્વમોહનીયનો ઉદય હોતો નથી. તેમ છતાં ઔપશમિક કરતાં ક્ષાયોપશમિકની સ્થિતિ ઘણી લાંબી છે; એટલે એને એ અપેક્ષાએ વિશુદ્ધ પણ કહી શકાય.

ઓછું છે કેમકે એવા સમ્યક્ત્વવાળા જીવ અન્ય પ્રકારના સમ્યક્ત્વવાળા જીવોથી હંમેશાં થોડા જ મળી આવે છે. ઔપશમિક સમ્યક્ત્વથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અસંખ્યાત ગણું અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વથી ક્ષાયિક સમ્યક્ત્વ અનન્ત ગણું છે. ક્ષાયિક સમ્યક્ત્વ અનન્ત ગણું હોવાનું કારણ એ છે કે એ સમ્યક્ત્વ સમસ્ત મુક્ત જીવોમાં હોય છે, અને મુક્ત જીવો અનંત છે. ૭–૮

### સમ્યગ્જ્ઞાનના ભેદો—

**मतिश्रुतावधिमनःपर्यायकेवलानि ज्ञानम् । ९ ।**

મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવળ એ પાંચ જ્ઞાનો છે.

જેમ સમ્યગ્દર્શનનું લક્ષણ સૂત્રમાં બતાવ્યું છે તેમ સમ્યગ્જ્ઞાનનું લક્ષણ બતાવ્યું નથી, તે એટલા માટે કે સમ્યગ્દર્શનનું લક્ષણ જાણી લીધા પછી સમ્યગ્જ્ઞાનનું લક્ષણ અનાયાસે જાણી શકાય છે. તે આ રીતે–જીવ, કોઇકવાર સમ્યગ્દર્શનરહિત હોય છે; પણ જ્ઞાનરહિત હોતો નથી, કોઇને કોઇ પ્રકારનું જ્ઞાન એનામાં અવશ્ય હોય છે. એ જ જ્ઞાન, સમ્યક્ત્વનો આવિર્ભાવ થતાં જ સમ્યગ્જ્ઞાન કહેવાય છે. સમ્યગ્જ્ઞાન અને અસમ્યગ્જ્ઞાનનો તફાવત એ છે કે પહેલું સમ્યક્ત્વસહચરિત છે, જ્યારે બીજું સમ્યક્ત્વરહિત એટલે મિથ્યાત્વસહચરિત છે.

પ્ર૦—સમ્યક્ત્વનો એવો તે શો પ્રભાવ છે કે એ ન હોય ત્યારે જ્ઞાન ગમે તેટલું અધિક અને અભ્રાન્ત હોય

છતાં તે અસમ્યગ્જ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન કહેવાય છે? અને જ્ઞાન થોડું, અસ્પષ્ટ અને ભ્રમાત્મક હોય છતાં સમ્યક્ત્વ પ્રગટ થતાં જ તે સમ્યગ્જ્ઞાન કહેવાય છે?

ઉ૦—આ અધ્યાત્મશાસ્ત્ર છે એટલા માટે એમાં સમ્યગ્જ્ઞાન અસમ્યગ્જ્ઞાનનો વિવેક આધ્યાત્મિક દૃષ્ટિથી કરવામાં આવે છે; પ્રમાણશાસ્ત્રની માફક વિષયની દૃષ્ટિથી કરવામાં આવતો નથી. ન્યાયશાસ્ત્રમાં જે જ્ઞાનનો વિષય યથાર્થ હોય તે જ સમ્યગ્જ્ઞાન–પ્રમાણ અને જેનો વિષય અયથાર્થ હોય તે જ અસમ્યગ્જ્ઞાન–પ્રમાણાભાસ કહેવાય છે. પરન્તુ આ આધ્યાત્મિક શાસ્ત્રમાં પ્રમાણશાસ્ત્રને સંમત સમ્યગ્ અસમ્યગ્ જ્ઞાનનો એ વિભાગ માન્ય હોવા છતાં પણ ગૌણ છે. અહિંયાં જે જ્ઞાનથી આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ થાય તે સમ્યગ્જ્ઞાન અને જેનાથી સંસારવૃદ્ધિ અથવા આધ્યાત્મિક પતન થાય એ જ અસમ્યગ્જ્ઞાન, એ દૃષ્ટિ મુખ્ય છે. એવો પણ સંભવ છે કે સામગ્રી ઓછી હોવાને કારણે સમ્યક્ત્વી જીવને કોઇકવાર કોઇક વિષયમાં સંશય પણ થાય, ભ્રમ પણ થાય, અસ્પષ્ટ જ્ઞાન પણ થાય, છતાં તે સત્યગવેષક અને કદાગ્રહરહિત હોવાથી પોતાનાથી મહાન, યથાર્થ જ્ઞાનવાળા અને વિશેષદર્શી પુરુષના આશ્રયથી પોતાની ભૂલ સુધારી લેવા હંમેશાં ઉત્સુક હોય છે અને સુધારી પણ લે છે. તે પોતાના જ્ઞાનનો ઉપયોગ મુખ્ય રીતે વાસનાના પોષણમાં ન કરતાં આધ્યાત્મિક વિકાસમાં જ કરે છે. સમ્યક્ત્વ વિનાના જીવનો સ્વભાવ એનાથી ઉલટો જ હોય છે. સામગ્રીની પૂર્ણતાને લીધે એને નિશ્ચયાત્મક અધિક અને સ્પષ્ટ જ્ઞાન હોય, છતાં તે પોતાની

કદાગ્રહી પ્રકૃતિને લીધે અભિમાની બની કોઇ વિશેષદર્શીના વિચારોને પણ તુચ્છ સમજે છે; અને અંતે પોતાના જ્ઞાનનો ઉપયોગ આત્માની પ્રગતિમાં ન કરતાં સાંસારિક મહત્ત્વાકાંક્ષામાં જ કરે છે. ૯

## પ્રમાણચર્ચા—

तत् प्रमाणे ।१०।

आद्ये परोक्षम् ।११।

प्रत्यक्षमन्यत् ।१२।

તે એટલે કે પાંચ પ્રકારનું જ્ઞાન બે પ્રમાણરૂપ છે.

પ્રથમના બે જ્ઞાન પરોક્ષ પ્રમાણ છે.

બાકી બધું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે.

**પ્રમાણવિભાગ** જ્ઞાનના મતિ, શ્રુત આદિ જે પાંચ પ્રકાર ઉપર કહ્યા છે તે પ્રત્યક્ષ અને પરોક્ષ એ બે પ્રમાણોમાં વિભકત થઈ જાય છે.

**પ્રમાણલક્ષણ** પ્રમાણનું સામાન્ય લક્ષણ પહેલાં જ કહી દેવામાં આવ્યું છે કે, જે જ્ઞાન વસ્તુના અનેક અંશોને જાણે તે પ્રમાણ. એનું વિશેષ લક્ષણ આ પ્રમાણે છે—જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાયતા સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થાય છે તે પ્રત્યક્ષ અને જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાયતાથી ઉત્પન્ન થાય છે તે પરોક્ષ છે.

ઉપરનાં પાંચમાંથી પહેલાં બે એટલે કે મતિજ્ઞાન અને

શ્રુતજ્ઞાન પરોક્ષ પ્રમાણ કહેવાય છે; કેમકે એ બન્ને ઇંદ્રિય તથા મનની મદદથી ઉત્પન્ન થાય છે.

અવધિ, મનઃપર્યાય અને કેવલ એ ત્રણે પ્રત્યક્ષ છે; કેમકે એ ઇંદ્રિય તથા મનની મદદ સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થાય છે.

ન્યાયશાસ્ત્રમાં પ્રત્યક્ષ અને પરોક્ષનું લક્ષણ બીજી રીતે કર્યું છે. એમાં ઇંદ્રિયજન્ય જ્ઞાનને પ્રત્યક્ષ અને લિંગ–હેતુ તથા શબ્દાદિજન્ય જ્ઞાનને પરોક્ષ કહેલું છે. પરન્તુ એ લક્ષણ અહીં સ્વીકારવામાં આવ્યું નથી. અહિંયાં તો આત્મમાત્રસાપેક્ષ જ્ઞાન પ્રત્યક્ષરૂપે અને આત્મા સિવાય ઇંદ્રિય તથા મનની અપેક્ષા રાખતું જ્ઞાન પરોક્ષરૂપે માન્યું છે. આ કારણથી મતિ અને શ્રુત બન્ને જ્ઞાન ઇંદ્રિય અને મનની અપેક્ષા રાખતાં હોવાથી પરોક્ષ સમજવાં જોઈએ. અને બાકીનાં અવધિ આદિ ત્રણે જ્ઞાન ઇંદ્રિય તથા મનની મદદ સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થતાં હોવાથી પ્રત્યક્ષ સમજવાં જોઇએ. ઇંદ્રિય તથા મનોજન્ય મતિજ્ઞાનને કોઈ કોઈ સ્થાને [1]પ્રત્યક્ષ કહ્યું છે; તે પૂર્વોક્ત ન્યાયશાસ્ત્રના લક્ષણ પ્રમાણે લૌકિક દૃષ્ટિને લઈ સમજવું.૧૦–૧૨

## મતિજ્ઞાનના સમાનાર્થક શબ્દો—

**मतिः स्मृतिः संज्ञा चिन्ताऽभिनिबोध इत्यनर्थान्तरम् ।१३।**

---

૧ પ્રમાણમીમાંસા આદિ તત્ત્વગ્રંથોમાં સાંવ્યવહારિક પ્રત્યક્ષરૂપે ઇંદ્રિયમનોજન્ય અવગ્રહ આદિ જ્ઞાનનું વર્ણન છે. વિશેષ ખુલાસા માટે જુઓ ન્યાયાવતારના ગૂજરાતી અનુવાદની પ્રસ્તાવનામાં જૈન પ્રમાણમીમાંસાપદ્ધતિનો વિકાસક્રમ.

મતિ, સ્મૃતિ, સંજ્ઞા, ચિન્તા, અભિનિબોધ એ એ શબ્દો પર્યાય–એકાર્થવાચક છે

પ્ર૦–કયા જ્ઞાનને મતિજ્ઞાન કહે છે ?

ઉ૦–જે જ્ઞાન વર્ત્તમાનવિષયક હોય તેને.

પ્ર૦–શું સ્મૃતિ, સંજ્ઞા અને ચિન્તા પણ વર્ત્તમાન-વિષયક જ છે ?

ઉ૦–નહિ. પૂર્વમાં અનુભવેલી વસ્તુના સ્મરણનું નામ સ્મૃતિ છે; આથી તે અતીતવિષયક છે. પૂર્વમાં અનુભવેલી અને વર્તમાનમાં અનુભવાતી વસ્તુની એકતાના અનુસંધાનનું નામ સંજ્ઞા અથવા પ્રત્યભિજ્ઞાન છે; આથી તે અતીત અને વર્ત્તમાન ઉભયવિષયક છે. અને ચિન્તા ભવિષ્યના વિષયની વિચારણાનું નામ છે; તેથી તે અનાગત-વિષયક છે.

પ્ર૦–આમ કહેવાથી તો મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિંતા એ પર્યાયશબ્દો થઈ શકતા નથી. કેમકે એમના અર્થ જુદા જુદા છે.

ઉ૦–વિષયભેદ અને કંઈક નિમિત્તભેદ હોવા છતાં પણ મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિંતા જ્ઞાનનું અંતરંગ કારણ જે મતિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ છે તે સામાન્ય રૂપે અહીં એક જ વિવક્ષિત છે. આ અભિપ્રાયથી અહીં મતિ આદિ શબ્દોને પર્યાય કહ્યા છે.

પ્ર૦—અભિનિબોધ શબ્દના સંબંધમાં તો કાંઈ કહ્યું નહિ. માટે એ કયા પ્રકારના જ્ઞાનનો વાચક છે એ કહો.

ઉ૦—અભિનિબોધ શબ્દ સામાન્ય છે. તે મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિન્તા એ બધાં જ્ઞાનો માટે વપરાય છે અર્થાત્ મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતાં બધાં જ્ઞાનોને માટે અભિનિબોધ શબ્દ સામાન્ય છે. અને મતિ આદિ શબ્દો એ ક્ષયોપશમજન્ય ખાસ ખાસ જ્ઞાનો માટે છે.

પ્ર૦—આ રીતે તો અભિનિબોધ એ સામાન્ય શબ્દ થયો અને મતિ આદિ શબ્દો એના વિશેષ થયા, તો પછી એ પર્યાયશબ્દો શી રીતે?

ઉ૦—અહિંયાં સામાન્ય અને વિશેષની ભેદવિવક્ષા કર્યા વિના જ બધાને પર્યાય શબ્દ કહ્યા છે. ૧૩

## મતિજ્ઞાનનું સ્વરૂપ—

## तदिन्द्रियानिन्द्रियनिमित्तम् । १४ ।

તે અર્થાત્ મતિજ્ઞાન ઇંદ્રિય અને અનિંદ્રિય રૂપ નિમિત્તથી ઉત્પન્ન થાય છે.

પ્ર૦—અહિંયાં મતિજ્ઞાનનાં ઇંદ્રિય અને અનિંદ્રિય એ બે કારણો બતાવ્યાં છે. એમાં ઇંદ્રિય તો ચક્ષુ આદિ પ્રસિદ્ધ છે, પણ અનિંદ્રિયનો શો અર્થ?

ઉ૦—અનિંદ્રિય એટલે મન.

પ્ર૦—જો ચક્ષુ આદિ તથા મન એ બધાંએ મતિજ્ઞાનનાં સાધનરૂપ છે તો એકને ઇંદ્રિય અને બીજાને અનિંદ્રિય કહેવાનો શો હેતુ છે?

ઉ૦—ચક્ષુ આદિ બાહ્ય સાધન છે અને મન આંતરિક સાધન છે. આ જ ભેદ ઇંદ્રિય અને અનિંદ્રિય એ સંજ્ઞાભેદનું કારણ છે. ૧૪

### મતિજ્ઞાનના ભેદો—

**अवग्रहेहावायधारणाः[1] । १५ ।**

અવગ્રહ, ઈહિા, અવાય અને ધારણા એ ચાર ભેદો મતિજ્ઞાનના છે.

પ્રત્યેક ઇંદ્રિયજન્ય અને મનોજન્ય મતિજ્ઞાનના ચાર ચાર ભેદો સંભવે છે. તેથી પાંચ ઇંદ્રિયો અને એક મન એમ છના અવગ્રહ આદિ ચાર ચાર ભેદો ગણતાં ચોવીશ ભેદો મતિજ્ઞાનના થાય છે. તેમનાં નામ નીચે પ્રમાણે સમજવાં.

| સ્પર્શન | અવગ્રહ | ઈહિા | અવાય | ધારણા |
|---|---|---|---|---|
| રસન | ,, | ,, | ,, | ,, |
| ઘ્રાણ | ,, | ,, | ,, | ,, |
| નેત્ર | ,, | ,, | ,, | ,, |
| શ્રોત્ર | ,, | ,, | ,, | ,, |
| મન | ,, | ,, | ,, | ,, |

**અવગ્રહ આદિ ઉક્ત ચાર ભેદોનાં લક્ષણો** ૧ નામ.

१—हापायधारणाः એવો પણ પાઠ છે.

જાતિ આદિની વિશેષ કલ્પનાથી રહિત માત્ર જે સામાન્યનુ જ્ઞાન હોય તે અવગ્રહ. જેમકે ગાઢ અંધકારમાં કાંઇક સ્પર્શે થતાં 'આ કાંઇકિ છે' એવું જ્ઞાન. આ જ્ઞાનમાં એ માલૂમ પડતું નથી કે એ કઈ ચીજનો સ્પર્શ છે. આથી તે અવ્યક્ત જ્ઞાન અવગ્રહ કહેવાય છે.

૨ અવગ્રહથી ગ્રહણ કરેલા સામાન્ય વિષયનો વિશેષરૂપે નિશ્ચય કરવા માટે જે વિચારણા થાય છે તે ઈહા. જેમકે 'આ દોરડાનો સ્પર્શ છે કે સાપનો ?' એવો સંશય થતાં એવી વિચારણા થાય છે કે આ દોરડાનો સ્પર્શ હોવો જોઈએ, કેમકે જો સાપ હોય તો આટલો સખત આઘાત લાગતાં ફુંફાડો માર્યા વિના રહે નહિ. આને વિચારણા, સંભાવના અથવા ઈહા કહે છે.

૩ ઈહા દ્વારા ગ્રહણ કરેલા વિશેષનો કાંઇક અધિક અવધાન—એકાગ્રતાથી જે નિશ્ચય થાય છે તે અવાય. જેમકે થોડાક સમય તપાસ કર્યા પછી એવો નિશ્ચય થાય કે આ સાપનો સ્પર્શ નથી, દોરડાનો જ છે, તે અવાય —અપાય કહેવાય છે.

૪ અવાયરૂપ નિશ્ચય કેટલાક સમય સુધી કાયમ તો રહે છે. પણ પછી મન બીજા વિષયોમાં ચાલ્યું જતું હોવાથી તે નિશ્ચય લુપ્ત થઇ જાય છે. છતાં તે એવો સંસ્કાર મૂકતો જાય છે કે જેથી આગળ કોઇ યોગ્ય નિમિત્ત મળતાં

એ નિશ્ચિત વિષયનું સ્મરણ થઈ આવે છે. આ નિશ્ચયની સતત ધારા, તજ્જન્ય સંસ્કાર અને સંસ્કારજન્ય સ્મરણ એ બધા મતિવ્યાપાર ધારણા છે.

પ્ર૦–શું ઉપરના ચાર ભેદોનો જે ક્રમ આપ્યો છે તે નિર્હેતુક છે કે સહેતુક છે?

ઉ૦–સહેતુક છે. સૂત્રમાં કહેલા ક્રમથી એમ સૂચિત કરવામાં આવે છે કે જે ક્રમ સૂત્રમાં કહ્યો છે એ ક્રમથી અવગ્રહ આદિની ઉત્પત્તિ થાય છે. **૧૫**

**અવગ્રહ આદિના ભેદો—**

**बहुबहुविधक्षिप्रानिश्रितासंदिग्धध्रुवाणां सेतराणाम् ।१६।**

સેતર ( પ્રતિપક્ષસહિત ) એવા બહુ, બહુવિધ, ક્ષિપ્ર, અનિશ્રિત, અસંદિગ્ધ અને ધ્રુવના અવગ્રહ, ઈહા, અવાય, અને ધારણા રૂપ મતિજ્ઞાન હોય છે.

પાંચ ઇંદ્રિયો અને એક મન એ છ સાધનોથી થનાર મતિજ્ઞાનના અવગ્રહ, ઈહા આદિ રૂપથી જે ચોવીશ ભેદ થાય છે તે બધા ક્ષયોપશમ અને વિષયની વિવિધતાથી બાર બાર જાતના થાય છે. જેમકે–

| બહુગ્રાહી | ૭ અવગ્રહ | ૭ ઈહા | ૭ અવાય | ૭ ધારણા |
|---|---|---|---|---|
| અલ્પગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| બહુવિધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| એકવિધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| ક્ષિપ્રગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અક્ષિપ્રગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અનિશ્રિતગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| નિશ્રિતગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અસંદિગ્ધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| સંદિગ્ધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| ધ્રુવગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અધ્રુવગ્રાહી | ,, | ,, | ,, | ,, |

બહુનો અર્થ અનેક અને અલ્પનો અર્થ એક સમજવો. જેમકે—

બે અથવા બેથી અધિક પુસ્તકોને જાણતાં અવગ્રહ, ઈહા આદિ ચારે ક્રમભાવી મતિજ્ઞાનો અનુક્રમે બહુગ્રાહી અવગ્રહ, બહુગ્રાહિણી ઈહા, બહુગ્રાહી અપાય અને બહુ-ગ્રાહિણી ધારણા કહેવાય; અને એક પુસ્તકને જાણતાં અવગ્રહ આદિ અલ્પગ્રાહી અવગ્રહ, અલ્પગ્રાહિણી ઈહા, અલ્પગ્રાહી અપાય, અને અલ્પગ્રાહિણી ધારણા કહેવાય છે.

બહુવિધનો અર્થ અનેક પ્રકાર અને એકવિધનો અર્થ એક પ્રકાર સમજવો. જેમકે–આકાર, પ્રકાર, રૂપ, રંગ તથા જાડાઇ આદિમાં વિવિધતાવાળાં પુસ્તકોને જાણતાં ઉક્ત ચારે જ્ઞાનો ક્રમથી બહુવિધગ્રાહી અવગ્રહ, બહુવિધ-ગ્રાહિણી ઈહા, બહુવિધગ્રાહી અપાય અને બહુવિધગ્રાહિણી ધારણા કહેવાય છે. તે જ રીતે આકાર, પ્રકાર, રૂપ, રંગ તથા જાડાઇ આદિમાં એક જ જાતનાં પુસ્તકોને જાણવાવાળાં જ્ઞાનો એકવિધગ્રાહી અવગ્રહ, એકવિધગ્રાહિણી ઈહા આદિ કહેવાય છે. બહુ તથા અલ્પનો અર્થ વ્યક્તિની સંખ્યા સમજવો અને બહુવિધ તથા એકવિધનો અર્થ, પ્રકાર, કિસમ અથવા જાતિની સંખ્યા સમજવો; બન્નેમાં એ જ તફાવત છે.

શીઘ્ર જાણતાં ચાર મતિજ્ઞાન શીઘ્રગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે અને વિલંબથી જાણતાં એ ચિરગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે. એ તો અનુભવની વાત છે કે ઇંદ્રિય, વિષય આદિ બધી બાહ્ય સામગ્રી બરાબર હોવા છતાં પણ ફક્ત ક્ષયોપશમની પટુતાને લીધે એક મનુષ્ય

એ વિષયનું જ્ઞાન જલદી કરી લે છે જ્યારે ક્ષયોપશમની મંદતાને લીધે બીજો માણુસ તે જ વિષયનું જ્ઞાન વિલંબથી કરી શકે છે.

[1]અનિશ્રિતનો અર્થ લિંગ દ્વારા અપ્રમિત અર્થાત્ હેતુ દ્વારા અનિર્ણીત વસ્તુ સમજવો; અને નિશ્રિતનો અર્થ લિંગ-પ્રમિત વસ્તુ સમજવો; જેમકે—પૂર્વમાં અનુભવેલ શીત, કોમળ અને સુકુમાર સ્પર્શરૂપલિંગથી વર્તમાનમાં જૂઇના ફૂલોને જાણવાવાળાં ઉકત ચારે જ્ઞાન ક્રમથી નિશ્રિતગ્રાહી—સલિંગગ્રાહી અવગ્રહ આદિ અને એ લિંગ સિવાય જ તે ફૂલોને જાણવાવાળાં જ્ઞાન ક્રમે અનિશ્રિતગ્રાહી—અલિંગગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે.

[2]અસંદિગ્ધનો અર્થ નિશ્ચિત અને સંદિગ્ધનો અર્થ અનિશ્ચિત છે. જેમકે—આ ચંદનનો સ્પર્શ છે, ફૂલનો નહિ;

---

૧ અનિશ્રિત અને નિશ્રિત શબ્દનો જે અર્થ ઉપર આપ્યો છે તે નંદિસૂત્રની ટીકામાં પણ છે, પરન્તુ એ સિવાય બીજો અર્થ પણ એ ટીકામાં શ્રીમલયગિરિએ બતાવ્યો છે—પરધર્મોથી મિશ્રિત ગ્રહણ તે નિશ્રિત અવગ્રહ અને પરધર્મોથી અમિશ્રિત ગ્રહણ તે અનિશ્રિત અવગ્રહ છે. જુઓ પૃ. ૧૮૩ આગમોદયસમિતિ દ્વારા પ્રકાશિત.

'अनिःसृत' દિ૦૫૦. તે પ્રમાણે એમાં એવો અર્થ કરેલો છે કે સંપૂર્ણ રીતે ઉચ્ચારણ નહિ કરેલા શબ્દનું ગ્રહણ 'अनिःसृतावग्रह' અને સંપૂર્ણ રીતે ઉચ્ચરિત શબ્દનું ગ્રહણ 'निःसृतावग्रह' છે. જુઓ આ સૂત્ર ઉપર રાજવાર્તિક નં. ૧૫.

૨ 'अनुक्त' દિ૦૫૦.તે પ્રમાણે એમાં એવો અર્થ કર્યો છે કે વક્તાના મુખમાંથી એક જ વર્ણ નીકળતાં વેંત એ પૂર્ણ અનુચ્ચરિત શબ્દને

એ પ્રકારે સ્પર્શને નિશ્ચિત રૂપે જાણવાવાળાં ઉક્ત ચારે જ્ઞાન નિશ્ચિતગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે. અને ચંદન તથા ફૂલ બન્નેનો સ્પર્શ શીતળ હોવાથી આ ચંદનનો સ્પર્શ છે કે ફૂલનો એવા વિશેષની અનુપલબ્ધિથી થતાં સંદેહ-યુક્ત ચારે જ્ઞાન અનિશ્ચિતગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે.

ધ્રુવનો અર્થ અવશ્યંભાવી: અને અધ્રુવનો અર્થ કદાચિદ્ભાવી સમજવો. ઇંદ્રિય અને વિષયનો સંબંધ તથા મનોયોગ રૂપ સામગ્રી સમાન હોવા છતાં પણ એક મનુષ્ય એ વિષયને અવશ્ય જાણી લે છે, જ્યારે બીજો કદાચિત્ જાણે છે અને કદાચિત્ નહિ. સામગ્રી પ્રાપ્ત થયે વિષયને અવશ્ય જાણનારા ઉક્ત ચારે જ્ઞાન ધ્રુવગ્રાહી અવગ્રહ આદિ

---

માત્ર અભિપ્રાયથી જાણી લેવો કે 'તમે અમુક શબ્દ બોલવાના છો' આ જાતનો અવગ્રહ તે અનુક્તાવગ્રહ. અથવા સ્વરનું સંચારણ કર્યા પહેલાં જ વીણા આદિ વાજિંત્રની ઠણક માત્રથી જાણી લેવું કે 'તમે અમુક સ્વર વગાડવાના છો' આ અનુક્તાવગ્રહ. આનાથી વિપરીત તે ઉક્તાવગ્રહ. જુઓ આ જ સૂત્રનું રાજવાર્તિક નં. ૧૫.

શ્વેતાંબરીય ગ્રંથોમાં નંદિસૂત્રમાં 'असंदिग्ध' એવો જ ફક્ત એક પાઠ છે. એનો અર્થ ઉપર લખ્યા પ્રમાણે જ એની ટીકામાં છે. જુઓ પૃ. ૧૮૩. પરન્તુ તત્ત્વાર્થભાષ્યની વૃત્તિમાં 'અનુક્ત' પાઠ પણ આપ્યો છે. એનો અર્થ પૂર્વોક્ત રાજવાર્તિક પ્રમાણે છે. પરન્તુ વૃત્તિકારે લખ્યું છે કે 'અનુક્ત' પાઠ રાખવાથી એ ફક્ત શબ્દવિષયક અવગ્રહ આદિમાં જ લાગુ પડશે; સ્પર્શવિષયક અવગ્રહ આદિમાં નહિ. એ અપૂર્ણતાને લીધે અન્ય આચાર્યોએ 'અસંદિગ્ધ' પાઠ રાખ્યો છે. જુઓ તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ. ૫૮.

કહેવાય છે. જ્યારે સામગ્રી હોવા છતાં પણ ક્ષયોપશમની મંદતાને લીધે વિષયને કોઇકવાર ગ્રહણ કરે અને કોઈક વાર ગ્રહણ ન કરે એવાં ઉક્ત ચારે જ્ઞાન અધ્રુવગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે.

પ્ર૦—ઉપરના બાર ભેદોમાંથી કેટલા વિષયની વિવિધતાને લીધે અને કેટલા ક્ષયોપશમની પટુતા-મંદતારૂપ વિવિધતાને લીધે થાય છે?

ઉ૦—બહુ, અલ્પ, બહુવિધ અને અલ્પવિધ એ ચાર ભેદ વિષયની વિવિધતા ઉપર અવલંબિત છે. બાકીના આઠ ભેદ ક્ષયોપશમની વિવિધતા ઉપર આધાર રાખે છે.

પ્ર૦—અત્યાર સુધી કુલ ભેદ કેટલા થયા?

ઉ૦—બસો અઠ્ઠાશી.

પ્ર૦—કેવી રીતે?

ઉ૦—પાંચ ઇંદ્રિય અને મનના અવગ્રહ આદિ ચાર ચાર ભેદ ગણવાથી ચોવીશ અને બહુ, અલ્પ આદિ ઉક્ત બાર પ્રકારોની સાથે ચોવીશને ગુણવાથી બસો અઠ્ઠાશી. ૧૬

## સામાન્ય રૂપે અવગ્રહ આદિનો વિષય—

### अर्थस्य । १७ ।

અવગ્રહ, ઈહા, અપાય, ધારણા એ ચાર મતિ-જ્ઞાન અર્થને ગ્રહણ કરે છે.

પ્ર૦—અર્થ એટલે વસ્તુ અને પર્યાય; દ્રવ્ય અને પર્યાય બન્ને વસ્તુ કહેવાય છે. તો શું ઇંદ્રિયજન્ય અને મનોજન્ય

અવગ્રહ, ઈહા આદિ જ્ઞાન દ્રવ્યરૂપ વસ્તુને વિષય કરે છે કે પર્યાયરૂપ વસ્તુને ?

ઉ૦—ઉક્ત અવગ્રહ, ઈહા આદિ જ્ઞાન મુખ્યપણે પર્યાયને ગ્રહણ કરે છે; સંપૂર્ણ દ્રવ્યને નહિ. દ્રવ્યને એ પર્યાય દ્વારા જ જાણે છે. કેમકે ઇંદ્રિય અને મનનો મુખ્ય વિષય પર્યાય જ છે. પર્યાય દ્રવ્યનો એક અંશ છે; આથી અવગ્રહ, ઈહા, આદિ જ્ઞાન દ્વારા જ્યારે ઇંદ્રિયો કે મન પોતપોતાના વિષયભૂત પર્યાયને જાણે છે ત્યારે તે, તે તે પર્યાયરૂપથી દ્રવ્યને પણ અંશતઃ જાણે છે; કેમકે દ્રવ્યને છોડીને પર્યાય રહી શકતો નથી અને દ્રવ્ય પણ પર્યાય રહિત હોતું નથી. જેમકે નેત્રનો વિષય રૂપ અને સંસ્થાન —આકાર આદિ છે કે જે પુદ્ગલ દ્રવ્યના અમુક પર્યાયો છે. નેત્ર આમ્રફલ આદિને ગ્રહણ કરે છે એનો ભાવાર્થ એટલો જ છે કે તે આમ્રફલના રૂપ તથા આકાર-વિશેષને જાણે છે. રૂપ અને આકારવિશેષ, કેરીથી જુદા નથી; આથી સ્થૂલ દૃષ્ટિએ એમ કહી શકાય કે આંખથી કેરી દેખાઈ. પરન્તુ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે આંખે આખી કેરીનું ગ્રહણ કર્યું નથી. કેમકે કેરીમાં તો રૂપ અને સંસ્થાન ઉપરાંત સ્પર્શ, રસ, ગંધ આદિ અનેક પર્યાયો છે; જે જાણવા નેત્ર અસમર્થ છે. તેમજ સ્પર્શન, રસન, અને ઘ્રાણ ઇંદ્રિય જ્યારે ગરમ ગરમ જલેબી આદિ વસ્તુનું ગ્રહણ કરે છે ત્યારે તે ક્રમથી તે વસ્તુના ઉષ્ણ સ્પર્શ, મધુર રસ અને સુગંધ રૂપ પર્યાયોને જ જાણે છે. કોઇ પણ

એક ઇંદ્રિય એક વસ્તુના સંપૂર્ણ પર્યાયોને જાણી શકતી નથી. કાન પણ ભાષાત્મક પુદ્ગલના ધ્વનિરૂપ પર્યાયોને જ ગ્રહણ કરે છે, બીજા નહિ. મન પણ કોઇ વિષયના અમુક અંશનો જ વિચાર કરે છે; એકસાથે સંપૂર્ણ અંશોનો વિચાર કરવામાં તે અસમર્થ છે. આથી એમ સાબિત થાય છે કે ઇંદ્રિયજન્ય અને મનોજન્ય અવગ્રહ, ઈહા આદિ ચારે જ્ઞાન પર્યાયને જ મુખ્યપણે વિષય કરે છે અને દ્રવ્યને એ પર્યાય દ્વારા જ જાણે છે.

પ્ર૦—પૂર્વસૂત્ર અને આ સૂત્ર વચ્ચે શો સંબંધ છે?

ઉ૦—આ સૂત્ર સામાન્યનું વર્ણન કરે છે અને પૂર્વ-સૂત્ર વિશેષનું. અર્થાત્ આ સૂત્રમાં પર્યાય અથવા દ્રવ્ય રૂપ વસ્તુને અવગ્રહ આદિ જ્ઞાનના વિષય તરીકે જે સામાન્ય રૂપે બતાવી છે તેને જ સંખ્યા, જાતિ આદિ દ્વારા પૃથક્કરણ કરી બહુ, અલ્પ આદિ વિશેષ રૂપે પૂર્વસૂત્રમાં બતાવી છે. ૧૭

## ઇંદ્રિયોની જ્ઞાન ઉત્પન્ન કરવાની પદ્ધતિના ભેદને લીધે અવગ્રહના અવાન્તર ભેદો—

**व्यञ्जनस्याऽवग्रहः । १८ ।**

**न चक्षुरनिन्द्रियाभ्याम् । १९ ।**

વ્યંજન (ઉપકરણ ઇન્દ્રિયનો વિષયની સાથે સંયોગ) થતાં અવગ્રહ જ થાય છે.

નેત્ર અને મન વડે વ્યંજન દ્વારા અવગ્રહ થતો નથી.

લંગડા માણસને ચાલવા માટે લાકડીની મદદની

